## ઘાટકુપર.

શેઠ. તુલસીદાસ મોહનજી કરાણી. જય લીલા કોટેજ.
„ ઓધવડભાઇ નીમજી.

---

# જૈન જાહેર સંસ્થાઓ.

## (૧) મુંબઇની.

(મુંબઇની સંસ્થાઓને અક્ષર અનુક્રમમાં ગોઠવેલ છે.)

### કચ્છી દશા ઓશવાલ જૈનપાઠશાળા.—ખડક, માંડવી,

સ્થાપના—સં૦ ૧૯૫૭ ઉદ્દેશ—જૈનધર્મ સિદ્ધાન્તો સાથે સામાન્ય વ્યાવહારિક જ્ઞાનની કેળવણી (જૈન તેમજ જૈનેતરોને) મફત આપવી. ધાર્મિક અભ્યાસ દરેકને ફરજ્યાત અપાય છે. ફંડ—રૂપીઆ સીત્તર હજારનું. વર્ગો—ગુજરાતી બાળવર્ગથી અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી. ટ્રસ્ટડીટ—છે. આવક—રૂપીઆ સીત્તેર હજારનું વ્યાજ અને સખી ગૃહસ્થો તરફની છુટી છુટી મદદ. ખર્ચ—વર્ષિક રૂ. ૩૦૦૦) નું. વ્યવસ્થાપકો—શેઠ જેઠાભાઇ નરસી, પ્રમુખ. શેઠ વસનજી કેશવજી, ઉપપ્રમુખ. ડોકટર પુનસી હીરજી મૈસરી સેક્રેટરી ટ્રસ્ટીઓ અને અન્ય સભાસદો.

### શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન બોર્ડિંગ—ખડક, માંડવી.

સ્થાપના—સં૦ ૧૯૬૦, ઉદ્દેશ—સ્વજ્ઞાતિના નિરાશ્રીત તથા ગરીબના માબાપોના છોકરાઓને ભરણપોષણ વીગેરે સર્વ પ્રકારની ગોઠવણ કરાવી આપી, સંગીન ઉચ્ચ, વ્યવહારીક, ધાર્મિક, નૈતિક અને ઔદ્યોગિક કેલવણી આપવી, ફંડ—રૂ. ૫૩૦૦૦, નું વ્યાજ અને સખી ગૃહસ્થો તરફથી છુટી છુટી મદદ. વાર્ષિક આશરે ખર્ચ—રૂ. ૪૫૦૦. ટ્રસ્ટડીડ છે. વિદ્યાર્થિની સંખ્યા—૪૦. આ સંસ્થાને અંગે એક પ્રેસ તથા ચોપડા ખાતું છે, તેની ઉપજ આ સંસ્થાને આપવી તેવો ઉદ્દેશ છે. વ્યવસ્થાપકો—શેઠ જેઠાભાઈ નરશી પ્રમુખ—શેઠ શામજીભાઇ માણેક પટેલ ઉપપ્રમુખ—શેઠ લખમશી હીરજી મૈશરી. બી. એ. એલ. એલ. બી. ઓનરરી સેક્રેટરી, ટ્રસ્ટીઓ અને અન્ય સભાસદો સુપ્રિન્ટેન્ડન્ટ—મી. કકલશી રતનશી શાહ.

## જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ.—સરાફ બજાર, નં. ૩૦૯.

સ્થાપના—સને ૧૯૧૦. ઉદ્દેશ—હિંદુસ્થાનમાં કપાતાં મુંગા પ્રાણીઓને બચાવી લેવાનો પ્રયત્ન કરવો. માંસાહારીઓને માંસના તથા દારૂના ખોરાકથી થતી નુકશાની પુસ્તકો, ચોપાનીયાંઓ, હેન્ડબીલો વિગેરે મારફતે દર્શાવી, અન્ન ફલ શાકના ખોરાકથી થતા ફાયદાનું જ્ઞાન આપવું અને તેમ કરીને પ્રાણીઓના પ્રાણ બચાવવામાં મદદગાર થવું. ફંડ—નક્કી નથી. કોઇ વરસમાં રૂ. ૧૦૦૦૦) ની આવક થાય. ખર્ચ—નક્કી નથી. કોઇ વરસમાં રૂ. ૧૧૦૦૦) નો ખર્ચ થાય. ઓનરરી મેનેજર—શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી. આ સંસ્થા એકલા જૈનોની નથી પણ સાર્વજનિક અને સર્વ હિંદીઓની છે.

## જૈન એસોસીએશન ઓફ ઈન્ડીઆ.--પાયધુની.

સ્થાપના.--સને ૧૮૮૨. ઉદ્દેશ.--જૈનોમાં મૈત્રીભાવ ખીલવવો. કેળવણીની વૃદ્ધિ કરવી. ધાર્મિક અને અને સખાવતી જૈનોના ખાતાઓ ઉપર દેખરેખ રાખવી. પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવા પ્રયત્ન કરવો. હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ કરવો. તીર્થસ્થળોનું રક્ષણ કરવું. જૈન જીર્ણમંદિરોનો ઉદ્ધાર કરવો. જૈન જાત્રાળુઓની સગવડ માટે ઉપાયો યોજવા. કોન્ફરન્સને દરેક પ્રકારની મદદ આપવી. જૈનોની સામાજીક, રાજકીય અને માનસિક સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવો. સભાસદોની સંખ્યા--૬૦. ફંડ--આશરે રૂ. ૧૦૦૦) નું અને જૈન પંચાયત આદિ બીજા ફંડો રૂ. ૨૮૦૦૦). લવાજમ--પેટ્રન, રૂ. ૫૦૧). લાઇફ મેમ્બર, રૂ. ૧૫૦). પહેલો વર્ગ, વાર્ષિક ફી, રૂ. ૧૨). બીજો વર્ગ, વાર્ષિક ફી, રૂ. ૬). ત્રીજો વર્ગ, રૂ. ૩. વ્યવસ્થાપકો—શેઠ જીવણલાલ પનાલાલ, પ્રમુખ. શેઠ કલ્યાણચંદ સોભાગચંદ ઉપપ્રમુખ. મી. રતનચંદ તલકચંદ માસ્તર, મી. દલસુખભાઇ વાડીલાલ, ઓ૦ સેક્રેટરીઓ. મી. ઉમેદચંદ દોલતચંદ બરોડીઆ બી. એ., આસિ૦ સેક્રેટરી.

## જૈન ગ્રેજ્યુએટ્સ એસોસીએશન.--હેડ ઓફીસ, પાયધુની.

સ્થાપના--સને ૧૯૦૪. ઉદ્દેશ--(૧) જૈન સમાજમાં અરસ્પરસ સહાનુભૂતિની લાગણીઓ અને એકત્રતા ઉત્પન્ન કરવી અને પોષવી. (૨) જૈનધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસને ઉત્તેજન આપવું. (૩) જનસમૂહમાં જૈનધર્મ સંબંધે જે ખોટા ખ્યાલ બંધાયા છે તે દૂર કરવા. (૪) સામાજીક સુધારાને ગતિ આપી વધારવા. (૫) કોન્ફરન્સના મુખપત્રમાં ધાર્મિક શિક્ષણ વિષયક અને સામાજીક પ્રશ્નોપર લેખો આપવા. (૬) જૈનસમાજના કાયદા અનુસાર જે હકો હોય તેમજ જે રાજકીય લાભો હોય તેનું સંરક્ષણ કરવું. (૭) જૈન શ્વેતામ્બર કોન્ફરન્સની યોજનાઓમાં સહાય આપી વધારવી, લવાજમ—પાંચવર્ષની ઉપરની મુદતના ગ્રેજ્યુએટને વાર્ષિક ચાર કે તેથી વધુ રૂપીઆ ને બીજાને બે રૂપીઆ છે અને સિમ્પેથાઇઝરને વાર્ષિક રૂ. ૧ છે. હાલ મેમ્બરો વગેરેની સંખ્યા ૧૨૫ થી વધારે છે. પ્રેસિડંટ—રા૦ લખમશી હીરજી મૈશેરી. બી. એ એલ. એલ. બી , વકીલ. મુંબઇ સેક્રેટરી,—રા૦ મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ. એલ. બી., વકીલ સેક્રેટરી, અમદાવાદ—રા૦ મણીલાલ નથુભાઇ દોશી બી. એ.

## ધી જૈન સ્ટુડન્ટસ એસોસીએશન, પાયધુની.

ઉદ્દેશ—વિદ્યાર્થીઓ તેમજ અન્ય યુવકોની વક્તૃત્વકળા વધારવાને પ્રયત્ન કરવો. ૨. જૈન વિદ્યાર્થીઓમાં ભ્રાતૃભાવ ઉત્પન્ન કરી તેઓની ઉન્નતિના ઉપાયો યોજવા. ફંડ કાંઇ નથી. મેમ્બરો હાલ ૨૦ છે. વાર્ષિક ફી ૧૨) આના છે. પ્રમુખ—શ્રીયુત ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ બી. એ. ઉપપ્રમુખ—માવજી દામજી શાહ. ઓ૦ જોઇન્ટ સેક્રેટરીઓ—મી. માધવલાલ હીરાલાલ શાહ અને મી. ત્રિભુવનદાસ લક્ષ્મીચંદ શાહ.

## જૈન વિદ્યાશાળા—પાયધુની.

સ્થાપના—સંવત્ ૧૯૪૨ ના શ્રાવણ શુદ ૧૩. ઉદ્દેશ—જૈન બાળકોને ધાર્મિક તેમજ અંગ્રેજી તથા સંસ્કૃત શિક્ષણ રાત્રીના વખતે મફત આપવું. વિદ્યાર્થીઓના વર્ગો—સામાન્ય ધાર્મિક જ્ઞાન તેમજ સંસ્કૃત અને અંગ્રેજી જ્ઞાન આપનારા સવડ પડતા વર્ગો, રાત્રે ૬॥ થી ૮॥ સુધીના. ફંડ—રૂ ૨૨૬૨–૫–૦ ના બોન્ડ. આવક—રૂ. ૬૫) દર મહિને. ખર્ચ—રૂ. ૫૫) દર મહિને. લવાજમ—૧ લો વર્ગ, માસિક રૂ, ૧). ૨ જો વર્ગ, માસિક રૂ. ૦॥, ૩ જો વર્ગ માસિક રૂ. ૦।. વ્યવસ્થાપકો—વીસ ગૃહસ્થોની કારોબારી કમીટી, શેઠ બાલુભાઇ મુળચંદ પ્રમુખ. શેઠ અમૃતલાલ કેવળદાસ, ઉપપ્રમુખ. શેઠ સારાભાઇ મગનભાઈ મોદી સેક્રટરી, શેઠ અમરચંદ કલ્યાણચંદ ખજાનચી.

## જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઓફીસ—પાયધુની.

સ્થાપના—સને ૧૯૦૨ ઉદ્દેશ—જૈન કોમને લગતા, કેળવણી સંબંધી, વ્યવહારીક, ધાર્મિક, આર્થિક, જૈન નાચારીને લગતા, જૈન રીવાજોને લગતા, જૈન મંદિરો અને પુસ્તકોને લગતા, જીવદયાને લગતા અને હિંદના જુદા જુદા ભાગમાં વસતા જૈનોમાં મિત્રચારી વધે એવા સર્વે કાર્યો. ફંડ—જુદા જુદા ફંડ મળીને રૂ. ૨૮૦૦૦—નિભાવ ફંડ રૂ. ૫૦૦, મંદિરોદ્ધાર રૂ. ૨૪૦૦, પુસ્તકોદ્ધાર રૂ. ૬૧૦૦, જીવદયા રૂ. ૧૨૦૦, મુંબઇ બીજી કૉન્ફરન્સ રીસેપ્શન કમીટી રૂ. ૧૧૭૦૦, શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કોલરશીપ રૂ. ૩૦૦૦, શ્રી ધાર્મિક હીસાબ તપાસણી ખાતે રૂ. ૧૦૦૦, એજ્યુકેશન બોર્ડ રૂ. ૨૧૦૦, વાર્ષિક ખર્ચ—આશરે રૂ. ૩૦૦૦. જનરલ સેક્રેટરીઓ. શેઠ કલ્યાણચંદ શોભાગચંદ ઝવેરી, મુંબઇ. બાબુ રાયકુમાર સિંહજી, કલકત્તા. રા. રા. ગુલાબચંદજી ઢઢ્ઢા એમ. એ. જયપુર. કૉન્ફરન્સ ઓફીસ તરફથી માસિક "શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ હેરલ્ડ" નીકળે છે અને તેના તંત્રી રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ એલ. બી. છે.

## જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ.

સ્થાપના—સંવત ૧૯૬૫. ઉદ્દેશ—કેળવણી સંબંધી યોજનાઓ તથા તમામ પ્રકારના કાર્યો કરવા માટે. ફંડ રૂા. ૨૧૦૦. અમરચંદ તલકચંદ જૈન ધાર્મિક હરીફાઇની પરીક્ષા દર વર્ષે લેવામાં આવતી તે બંધ થતાં આ બોર્ડ તરફથીજ તેવી પરીક્ષા લેવાનું શરૂ રાખવામાં આવેલ છે.

અને તેનું નામ શ્રી જૈન શ્વેતાંબર કાન્ફરન્સ ધાર્મિક હરીફાઇની પરીક્ષા રાખવામાં આવેલ છે. વળી બાઇ રતન--શેઠ ઉત્તમચંદ કેશરીચંદના પત્ની-સ્ત્રી જૈન ધાર્મિક હરીફાઇની પરીક્ષા આ બોર્ડ તરફથી લેવાય છે. આ બંન્ને ધાર્મિક હરીફાઇની પરીક્ષાઓ ગયા વર્ષના અભ્યાસક્રમ મુજબ છે.

## ધી વીરચંદ કરમચંદ જૈન ફ્રી રીડીંગરૂમ અને લાયબ્રેરી.--પાયધુની.

ટ્રસ્ટીઓ--શેઠ મણીલાલ ગોકળભાઈ અને બીજા બે ગૃહસ્થો. ફંડ--રૂ. ૭૦૦૦). ટ્રસ્ટ-ડીડ--થયું છે. મૂળ રકમનું વ્યાજ વાપરવાનો ઠરાવ છે. ઓ૦ સેક્રેટરી--મી. ઉમેદચંદ દોલતચંદ બરોડિયા. જૈનો તેમજ અન્ય ગૃહસ્થો લાભ લે છે. લાયબ્રેરીમાંથી પુસ્તકો વાંચવા આપવામાં આવે છે. મી. માધવલાલ હીરાલાલ શાહ ઓ૦ લાયબ્રેરીયન છે.

## પાટણ જૈન મંડળ--ભીંડી બજાર.

ઓ૦ સેક્રટરીઓ--શા. મંગળદાસ લલ્લુચંદ, શા. ફુલાચંદ ભીખાચંદ.

## બાબુ પન્નાલાલ પુરણચંદ જૈન હાઇસ્કુલ અને દવાશાળા.

સ્થાપના—સને ૧૯૦૫. ઉદ્દેશ—જૈન કોમમાં ધર્મની સાથે વ્યવહારની આધુનિક કેળવણીનો પ્રચાર કરવાનો તથા બીમાર જૈનોની તબીબી સારવાર કરવાનો. મૂળ ફંડ—રૂ. ૪૦૦૦૦૦) નું, તેમાં સને ૧૯૦૬ માં રૂ. ૩૫૫૦૦ ની ભેટ જાહેર થઇ તે ઉમેરતાં કુલ રૂ. ૪૩૫૫૦૦) નું. હાઇસ્કુલમાં સ્કોલરશીપ ફંડ--રૂ. ૩૭૮૮). વર્ગો—ગુજરાતીમાં બાળપોથીથી અંગ્રેજીમાં મેટ્રીક સુધીના ધાર્મિકજ્ઞાન અપાય છે. વહીવટ ચલાવનાર--બાબુ જીવણલાલ પનાલાલ. પ્રીન્સીપાલ--ડી. એ. તેલંગ બી. એ.

## બાબુ પન્નાલાલ પુરણચંદ જૈન ચેરીટીઝ.

આ સંસ્થા મરહુમ બાબુ પન્નાલાલ પુરણચંદે જાહેર કરેલી રૂા. ૭૯૭૦૦૦) ની સખાવતના ફંડોની બનેલી છે, તેમાં નીચે મુજબ સંસ્થાઓનો સમાવેશ થાય છે.

| | | |
|---|---|---|
| ૧ | બાબુ પન્નાલાલ પુરણચંદ જૈન હાઇસ્કુલ અને દવાશાળા. | રૂ. ૪૦૦૦૦૦. |
| ૨ | ,, ,, જૈન ધર્મશાળા, પાલીતાણા. | ૨૫૦૦૦. |
| ૩ | ,, ,, ,, ડીસ્પેનસરી, પાટણ. | ૫૦૦૦૦. |
| ૪ | શ્રી દાદાજીની થુપ, પાટણ. | ૧૦૦૦૦. |
| ૫ | શ્રી પંચાસરાજી જીર્ણોદ્ધાર ફંડ, પાટણ. | ૧૨૫૦૦૦. |
| ૬ | શ્રી શત્રુંજય મંદિર ફંડ. | ૨૫૦૦૦. |
| ૭ | શ્રી કેશરીઆજી કેસર ફંડ. | ૭૦૦૦. |
| ૮ | શ્રી ભદેનીજી જીર્ણોદ્ધાર ફંડ. | ૨૧૦૦૦. |
| ૯ | શ્રી પાવાપુરીજી ,, | ૨૫૦૦૦. |
| ૧૦ | શ્રી હૈદ્રાબાદ નિરાશ્રિત ફંડ. | ૯૦૦૦. |
| ૧૧ | શ્રી સાત ક્ષેત્ર ફંડ. | ૧૦૦૦૦૦. |

વહીવટ ચલાવનાર—શેઠ જીવણલાલ પન્નાલાલ.

## શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કોલરશીપ.

### હે૦ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ—પાયધુની.

મર્હુમ શેઠ ફકીરચંદ પ્રેમચંદના નામથી સોપવામાં આવેલા રૂા. ૩૦૦૦) ના ફંડમાંથી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઓફીસ તરફથી નીચે લખ્યા પ્રમાણે સ્કોલરશીપો આપવામાં આવે છે. ઉપરોકત રૂ. ૩૦૦૦) ની પ્રોમીસરી નોટના વાર્ષિક વ્યાજના બે સરખા ભાગ કરવામાં આવે છે ને તેમાંથી મુંબઇ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશનની પરીક્ષા વખતે સંસ્કૃત ભાષામાં જે જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક વિદ્યાર્થીને સૌથી વધારે માર્ક મળે તેને એક ભાગ આપવામાં આવે છે ને બીજો ભાગ તેજ પરીક્ષા વખતે કુલ માર્કમાંથી સૌથી વધારે માર્ક મેળવનાર ગમે તે દ્વિતીય ભાષાવાળા સુરતી જૈન વિદ્યાર્થીને આપવામાં આવે છે. જો ઉપર લખ્યા પ્રમાણે કોઇ શ્વેતાંબર જૈન વિદ્યાર્થી આ પરીક્ષા પસાર ન કરેતો તે તેવા વિદ્યાર્થીને મળનારી સ્કોલરશીપ, તેજ વર્ષે સ્કોલરશીપ મેળવનાર સુરતી જૈન વિદ્યાર્થીથી બીજે નંબરે આવતા તેજ પરીક્ષામાં પસાર થએલા બીજા સુરતી વિદ્યાર્થીને મળશે, પણ જો કોઇ વર્ષે સ્કોલરશીપને લાયક બીજો સુરતી જૈન વિદ્યાર્થી ન હોય તો આજ પરીક્ષા વખતે કુલ માર્કમાં ઉંચે નંબરે આવતા કોઈ પણ જૈન શ્વેતાંબર વિદ્યાર્થીને આ રકમ આપવામાં આવશે.

## શ્રી મહાવીર જૈન વિદ્યાલય.

સ્થાપના—સને ૧૯૧૫. ઉદ્દેશ—જૈન કોમ અને ધર્મની ઉન્નતિ કરવા માટે કેલવણીને લગતી અગત્યની સંસ્થાઓ ફંડના પ્રમાણમાં ખોલવી, કેળવણીનો વિશેષ પ્રચાર કરવા માટે યોજનાઓ કરવી અને તેને અમલમાં મુકવા પ્રયત્નો કરવા. આ સંસ્થા તરફથી એક બોર્ડીંગ ખોલવામાં આવ્યું છે. ત્યાં હાલ ૧૫ વિદ્યાર્થીને દાખલ કરવામાં આવ્યા છે. ધાર્મિક શિક્ષણ પંડિત વ્રજલાલજી આપે છે. દશ વર્ષ સુધી દર વર્ષે મળે તેવી મદદ રૂ. ૧૦૦૦૦) આશરે. છુટક રૂ. ૭૦૦૦) ઓ૦ સેક્રેટરી—રા૦ મોતીચંદ ગિરધરલાલ કાપડીયા સોલીસીટર. વ્યવસ્થા—મેનેજીંગ કમીટી છે. મી૦ છોટાલાલ વમળચંદ શ્રોફ ઓનરરી સુપ્રીન્ટેન્ડન્ટ.

## માસ્તર કાનજી કરમશી સ્કુલ,—માંડવી.

સ્થાપના—સને ૧૮૯૩. ઉદ્દેશ—કચ્છી તેમજ અન્ય દેશીઓમાં કેળવણીનો ફેલાવો કરવો. વ્યવસ્થાપકો—માસ્તર કાનજી કરમશી, માલેક. માસ્તર વિરજી રાજપાલ, મેનેજર. સહાયક—સર વસનજી ત્રિકમજી નાઇટ. વર્ગો—ગુજરાતી બાળપોથીથી અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી. વિદ્યાર્થીઓની સંખ્યા—૨૦૦—આશરે. આવક—રૂ. ૨૦૦૦), આશરે. ખર્ચ—રૂ. ૩૭૦૦) આશરે.

## માંડવી સ્કુલ જૈન વિદ્યાર્થી મંડળ.--માંડવી.

સ્થાપના--સને ૧૮૮૪. ઉદ્દેશ--વિદ્યાર્થીઓમાં અન્યોઅન્ય ભ્રાતભાવ વધારવા, બહુ વાંચનદ્વારા ઉપયોગી જ્ઞાન મેળવવા તથા જૈન કોમની યથાશક્તિ સેવા બજાવવા. સભાસદો-૪૦ આશરે. આવક--રૂ. ૩૦). ખર્ચ--રૂ. ૫૦). વ્યવસ્થાપકો--માસ્તર વિરજી રાજપાલ, પ્રમુખ. મી. આર. આર. રાવલ, ઉપપ્રમુખ. મેસર્સ. જીવરાજ મેઘજી ડાઘા, અને ઉમરશી શોજપાલ ધર્મશી, સેક્રેટરીઓ.

## મુંબઇ જૈન મહિલા સમાજ--પાયધુની.

સ્થાપના--સંવત ૧૯૬૬. ઉદ્દેશ--જૈન સ્ત્રીઓમાં નૈતિક, વ્યાવહારિક અને ધાર્મિક જ્ઞાનનો ફેલાવો કરવો તેમના વચ્ચે પ્રેમની લાગણી વધારવા દરેક ઉપાય લેવા. સભાસદો-૨૫૨). પુસ્તકો--૩૪૦). ફંડ--રૂ. ૧૧૦૦). ખર્ચ--વાર્ષિક રૂ. ૨૨૫). લવાજમ--પેટ્રન, રૂ. ૧૫૧). લાઇફ મેમ્બર, પહેલો વર્ગ, રૂ ૭૫). બીજો વર્ગ, રૂ. ૨૫. ત્રીજો વર્ગ, રૂ. ૧૨। સામાન્ય પહેલો વર્ગ રૂ. ૫). બીજો વર્ગ, રૂ. ૩). ત્રીજો વર્ગ, રૂ. ૧. વ્યવસ્થાપકો સૌ. હીરાકુંવર પાનાચંદ, ઉપપ્રમુખ. ગંગાસ્વરૂપ મીસીસ મોતીલાલ ફકીરચંદ-ઉપપ્રમુખ. બહેન ધોળીબાઇ ઝવેરચંદ, બહેન અનોપબાઇ ચુનીલાલ-જોઇન્ટ સેક્રેટરીઓ. ઓ૦ સુપરવાઇઝરો-રા૦ લલ્લુભાઇ કરમચંદ દલાલ, મી. ઉમેદચંદ દોલતચંદ બરોડીઆ બી. એ.

## મુંબઇ માંગરોળ જૈન સભા.—પાયધુની.

સ્થાપના--સંવત્ ૧૯૪૭. ઉદ્દેશ-જૈનધર્મનું તેમજ બીજું સામાન્ય જ્ઞાન જૈનોમાં ફેલાવવા સારૂ દરેક બનતા ઉપાયો લેવા. જૈનોમાં શિક્ષણકળાનો પ્રચાર કરવા ઉપાયો યોજવા. જૈનોમાં સંગીતશાસ્ત્રાનુસાર પ્રભુભક્તિના સ્તવનો તથા પદો ગવાય તેવા ઉપાય યોજવા. જૈનધર્મની અને જૈનોની ઉન્નતિ કરવા ઉપાયો યોજવા. યોગ્ય પુરૂષોનો આદરસત્કાર કરવા પ્રયાસ કરવો અને ધર્મ તથા સ્વધર્મીની ઉન્નતિ કરનારા દરેક પ્રકારના ફંડો હાથ ધરવા અને તેનો હિસાબ ચોખવટથી રાખવા અને પ્રગટ કરવા. સભાસદોની સંખ્યા—૧૧૪, પુસ્તકો-૭૦૦, લવાજમ-પેટ્રન રૂ. ૧૦૦૧). લાઇફ મેમ્બર, રૂ. ૫૦૧). પહેલો વર્ગ, માસિક રૂ. ૩). બીજો વર્ગ, રૂ. ૨). ત્રીજો વર્ગ, રૂ. ૧). વ્યવસ્થાપકો--શેઠ દેવકરણ મુળજી પ્રમુખ. શેઠ ઝવેરચંદ ઇંદરજી, ખજાનચી. શેઠ મુળચંદ હીરજી, સેક્રેટરી.

## ધી શીવચંદ અમરચંદ તલકચંદ જૈન લિટરેચર સ્કોલરશીપ. ઠે૦ મુંબઇ યુનીવર્સીટી.

પોતાના પુત્ર શીવચંદની યાદગીરી માટે જૈન લિટરેચરના અભ્યાસના ઉત્તેજનાર્થે દર બે વર્ષે ચાલે તેવી સ્કોલરશીપ સ્થાપવા માટે મુંબઇ યુનીવર્સીટીને શેઠ અમરચંદ તલકચંદ જેહાએ તા. ૧૧-૧૧-૧૯૦૭ ને રોજ રૂા. ૬૫૯૦ (પાછળથી રૂા ૧૦૦૦૦) ના મુંબઇ ટ્રસ્ટ પોર્ટ બોન્ડ આપ્યા. ઇન્ટરમીડીએટની પરિક્ષા પસાર કરી બી. એ. ડીગ્રી માટે અભ્યાસ કરનાર અને જૈન લિટરેચરના વિભાગસહિત ભાષા અને સાહિત્ય ઐચ્છિક વિષય તરીકે લેનાર વિદ્યાર્થીઓ આ સ્કોલરશીપ માટે લાયક ગણાય છે.

## મુંબઇ માંગરોળ જૈન સભા સ્ત્રીઓ અને કન્યાશિક્ષણશાળા.--પાયધુની.

સ્થાપના--સંવત્ ૧૯૬૩. ઉદ્દેશ--સ્ત્રીઓ તથા કન્યાઓને વ્યાવહારિક તેમજ ધાર્મિક કેળવણી આપવી. વર્ગો--બાળવર્ગથી ગુજરાતી ચોથા ધોરણ સુધી, ધાર્મિક અભ્યાસ, ભરત શીવણ સાથે. લાભલેનારની સંખ્યા ૧૩૯. આવક—રૂ. ૯૮૫). ખર્ચ—રૂ. ૨૨૦૦) જેની વ્યવસ્થા મુંબાઈ માંગરોળ જૈનસભા કરે છે. ઓ૦ સુપ્રીન્ટેન્ડન્ટ--મી. ઉમેદચંદ દોલતચંદ બરોડીઆ બી. એ. મ્યુનીસીપાલીટી ગ્રાંટ રૂ. ૩૨૫) ની મળે છે.

## રાધનપુર જૈનમંડળ.--ત્રાંબાકાંટા.

સ્થાપના—સને ૧૯૧૧. ઉદ્દેશ—ધાર્મિક, વ્યાવહારિક, નૈતિક, ઔદ્યોગિક, સામાજીક અને સ્ત્રી કેળવણી રાધનપુરની પ્રજામાં વધારવી અને રાધનપુરના ગરીબ બંધુઓને મદદ કરવી. સભાસદો--૯૦). આવક--રૂ. ૨૦૦૦ થી રૂ. ૨૨૦૦ વર્ષ દિવસે. ખર્ચ--રૂ. ૨૦૦૦) આશરે. વ્યવસ્થાપકો--શેઠ મોતીલાલ મુળજી, પ્રમુખ, શેઠ હીરાલાલ બકોરદાસ, ઉપપ્રમુખ. શેઠ મોહનલાલ ટોકરશી, ખજાનચી. શેઠ મોતીલાલ મંછાચંદ શેઠ કકલભાઇ ભુદરદાસ, સેક્રેટરીઓ વાડીલાલ દીપચંદ રે૦ સેક્રેટરી.

## વકતૃત્વકળા પ્રસારક સભા.--પાયધુની.

સ્થાપના--સને ૧૯૦૨. ઉદ્દેશ—જૈનોમાં વક્તા વધારવાનો સ્થાયી ફંડ નથી. સી લક આસરે રૂપીઆ ત્રણસો સભા પાસે રૂપીઆ ૨૫૦) નાં પુસ્તકો છે. ઉત્પાદક અને પ્રમુખ—રા૦ ફત્તેહચંદ કપુરચંદ લાલન. ઉપપ્રમુખ—રા૦ લ્હેરચંદ ચુનીલાલ. ઓનરરી જોઇન્ટ સેક્રેટરી—મી. મેઘજી હીરજી.

## શેઠ ગોકળભાઈ મુળચંદ જૈન હોસ્ટેલ.—એલ્ફીન્સ્ટનરોડ.

સ્થાપના—સને ૧૯૧૦. ઉદ્દેશ—ઉંચી કેળવણી લેતા જૈન વિદ્યાર્થીઓ માટે સુખરૂપ રહેવાનાં સાધનો પુરાં પાડવા. બોર્ડીંગની ઇમારતનો ખર્ચ—રૂ. ૧૩૫૦૦૦, હોસ્ટેલમાં એક દેરાસર છે. લાભ લેતા વિદ્યાર્થીઓની સંખ્યા—૫૫ આશરે. વ્યવસ્થાપક—શેઠ મણીભાઈ ગોકળભાઇ મુળચંદ. સુપ્રીન્ટેન્ડેન્ટ--રા૦ ચીમનલાલ ગોકળદાસ શાહ બી. એ.

## શેઠ ઘેલાભાઈ લાલભાઈ ઝવેરી કેસર બરાસ ફંડ—ત્રીજો ભોઇવાડો ભૂલેશ્વર.

ઉદ્દેશ—જે જૈન મંદિરોને જરૂર હોય તેઓને કેશર બરાસ મુફ્ત પૂરાં પાડવા. ફંડ રૂ. ૬૦૦૦૦ સાઠ હજાર. ખર્ચ—નક્કી નથી, છતાં વ્યાજ ખરચાઇ જાય છે. નાણું-ગવર્નમેન્ટ લોનમાં. સ્ટર્ડાડ-છે. ત્રસ્ટીઓ-શેઠ નગીનભાઈ ઘેલાભાઇ, જીવણચંદ સાકરચંદ, ફુલચંદ કસ્તુરચંદ, ગુલાબચંદ દેવચંદ, કેશરીચંદ રૂપચંદ, નગીનભાઈ મંછુભાઇ ઝવેરીઓ.

## શેઠ દેવચંદ લાલભાઇ જીર્ણ જૈન મંદિરોદ્ધાર ખાતું—ત્રીજો ભોઇવાડે.

### ભૂલેશ્વર ઠે. શેઠ નગીનભાઇ ઘેલાભાઇ ઝવેરી.

ઉદ્દેશ—પ્રાચીન જીર્ણ જૈન ( શ્વેતાંબર ) મંદિરોનો ઉદ્ધાર કરવો. ફંડ રૂ. ૧૮૦૦૦ અઢાર હજાર. ખર્ચ—નક્કી નથી, પણ શ્રી રાણકપુરજીના દહેરાના ઉદ્ધારનું કાર્ય એમાંથી કેટલુંક થયું છે અને બાકીનું થવાનું છે. લગભગ બધીજ રકમ તેમાં ખર્ચાઇ જવાની વકી રહે છે. ટ્રસ્ટ ડીડ–છે. નાણાં ગવર્નમેન્ટ લોનમાં. ત્રસ્ટીઓ—શેઠ નગીનભાઇ ઘેલાભાઇ, જીવણચંદ સાકરચંદ, અને કેશરીચંદ રૂપચંદ ઝવેરીઓ.

## શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ—ઝવેરી બજાર.

સ્થાપના--સને ૧૯૦૯. ઉદ્દેશ–પ્રાચીન જૈન પુસ્તકોનો ઉદ્ધાર કરવો, પ્રગટ થયેલા પુસ્તકોના અંકો ૩૦, ( ગ્રન્થો ૪૦ ) ફંડ રૂ. ૧૦૦૦૦૦ એક લાખ. ખર્ચ દર વરસે નક્કી નથી, તો પણ આવક ખરચાઇ જાય છે. નાણાં—ગવર્નમેન્ટ લોનમાં. ટ્રસ્ટડીડ છે. વ્યવસ્થાપકો–શેઠ નગીનભાઇ ઘેલાભાઇ, જીવણચંદ સાકરચંદ, ગુલાબચંદ દેવચંદ, ફુલચંદ કસ્તુરચંદ, કેશરીચંદ રૂપચંદ, અને મંછુભાઇ સાકરચંદ ઝવેરીઓ.

## શ્રીમન્ મુનિમહારાજ મોહનલાલજી જૈન સેંટ્રલ લાયબ્રેરી.

### લાલબાગ—માધવબાગ પાસે.

સ્થાપના--સને ૧૯૦૯. ઉદ્દેશ—પુસ્તકો, વર્તમાનપત્રો વિગેરે મારફતે જ્ઞાનનો ફેલાવો કરવો અને લોકોને ન્યાત જાતના ફરક વગર મુફત વાંચન પુરૂં પાડવું. લાભ લેનારાઓની સંખ્યા—વરસે દશહજાર. ફંડ—રૂ. ૭૫૦૦૦). ખર્ચ—રૂ. ૨૦૦૦). ત્રસ્ટડીડ–છે. ત્રસ્ટીઓ શેઠ જીવણલાલ પનાલાલ, શેઠ મણીલાલ ગોકળભાઇ મુળચંદ શેઠ ફકીરચંદ નગીનચંદ કપુરચંદ શેઠ નાનાભાઈ તલકચંદ માણેકચંદ, શેઠ દેવકરણ મુળજી. જનરલ સેક્રટરી--શેઠ દેવકરણ મુળજી. ઓ૦ સેક્રટરીઓ-રા૦ નરોતમદાસ ભવાનદાસ, રા૦ મોહનલાલ ખોડીદાસ. તે સિવાય મેનેજીંગ કમીટી પણ છે.

## શ્રીમન્ મુનિમહારાજ શ્રી મોહનલાલજી સંસ્કૃત પાઠશાળા.

### લાલબાગ--માધવબાગ પાસે.

સ્થાપના—સને ૧૯૦૯. ઉદ્દેશ—જૈન તેમજ જૈનેતરોને સંસ્કૃત વિદ્યાનું જ્ઞાન આપવું. વિદ્યાર્થીઓની સંખ્યા-૧૨ થી ૨૦. બીજી બધી બાબતો શ્રીમન્ મુનિમહારાજ શ્રી મોહનલાલજી લાયબ્રેરીની બાબતો માફક છે અને તેના સાથેજ આ સંસ્થાનું ફંડ જોડાયલું છે.

શેઠ તલકચંદ માણેકચંદ તરફથી ચાલતી શ્રી ચંદનબાઇ પાઠશાળા. વહીવટ ચલાવનાર-શેઠ નાનાભાઈ તલકચંદ ફંડ રૂા. ૧૦,૦૦૦).
શ્રી કચ્છી વીસા ઓસવાળ જૈન પાઠશાળા.
પુરબાઈ જૈન કન્યાશાળા.
રૂપસી ભારમલ જૈન શ્રાવિકાશાળા. ઇત્યાદિ. ઇત્યાદિ.

## (૨) બહારગામની.

( મુંબઇ સિવાયના સ્થળોને બહારગામ તરીકે ગણેલ છે. બહારગામનાં નામો અક્ષર અનુક્રમમાં ગોઠવેલ છે. )

### અમદાવાદ.

#### શેઠ આણંદજી કલ્યાણજી.

સ્થાપના પ્રથમ સ્કીમ—સને ૧૮૮૦ ના સપ્ટેમ્બરની તા૦ ૧૯. નવું બંધારણ સને ૧૯૧૨ ના ડીસેમ્બરની તા૦ ૨૮–૨૯–૩૦. ઉદ્દેશ–શ્રી શત્રુંજય તથા શ્રી ગીરનારજીના ડુંગર તથા તે ઉપરના તથા પાલીતાણા અને તેની આસપાસનાં તથા જુનાગઢ અને તેની આસપાસનાં તથા શ્રી રાણકપુરજી, સાદરી તથા તેની આસપાસનાં જૈન સમુદાયનાં સાર્વજનિક તીર્થો, દેરાસરો તથા ધાર્મિક સંસ્થાઓ વિગેરેના અંગની કે લગતી હરેક પ્રકારની સ્થાવર કે જંગમ મીલકત તથા ઉપજ તથા તે સંબંધીના સર્વે કામકાજેનો વહીવટ કરવો. વહીવટ કરનાર પ્રતિનિધિઓ—નવ છે. તેમનાં નામ નીચે પ્રમાણેઃ—

નગરશેઠ કસ્તુરભાઇ મણીભાઇ, શેઠ અંબાલાલ સારાભાઇ, શેઠ જમનાભાઇ ભગુભાઇ, શેઠ મણીભાઇ દલપતભાઇ, શેઠ દલપતભાઇ મગનભાઇ, શેઠ લાલભાઇ ત્રીકમલાલ, ઝવેરી વાડીલાલ વખતચંદ, વકીલ સાંકળચંદ રતનચંદ, વકીલ હીરાલાલ મંછારામ. સ્થાનિક (જુદા જુદા સ્થળોના ) પ્રતિનિધિઓની સંખ્યા ૧૧૮ ની છે. મુખ્ય ઓફીસ-અમદાવાદ.

#### પુસ્તક ભંડારો.

બધા મળી ૧૩ છે, જે પૈકી મુખ્ય છનાં નામ નીચે પ્રમાણે છેઃ—(૧) ડહેલાના ઉપાશ્રયનો, (૨) શ્રી દયાવિમળનો, (૩) લુહારની પોળનો, (૪) શ્રી મુળચંદજી મહારાજનો (૫) શેઠ જેશંગભાઇ હઠીસંગનો, (૬) શેઠ પ્રેમાભાઇ હેમાભાઇનો.

#### શેઠ ભગુભાઇ પ્રેમચંદ જૈન જ્ઞાનવર્ધકશાળા.

#### ટેમલાની પોળ, કાળુપુર.

આ શાળામાં ગુજરાતી, ઇંગ્રેજી અને ધાર્મિક કેળવણી મફત આપવામાં આવે છે. ગુજરાતી ધોરણ છ અને ઇંગ્રેજી ચાર છે. વ્યવસ્થાપક—શેઠ મનસુખભાઇ ભગુભાઇ. બધું ખર્ચ વ્યવસ્થાપક તરફથી મળે છે.

## પ્રધાનબાઈ જૈન કન્યાશાળા—ફતાસાની પોળ.

સ્થાપના—સં૦ ૧૯૫૧ ના કારતક શુ. ૫, સ્કુલ બોર્ડના મેંબરો—શેઠ જમનાભાઈ ભગુભાઇ પ્રમુખ. નગરશેઠ કસ્તુરભાઇ મણીભાઇ, શેઠ વાડીલાલ વખતચંદ, વકીલ હરિલાલ મંચ્છારામ—સેક્રેટરી, શેઠ મણીભાઈ દલપતભાઈ, શેઠ ચીમનલાલ લાલભાઇ, શેઠ ભોગીલાલ વીરચંદ. શા. હીરાચંદ કકલભાઇની વિનંતિથી સને ૧૯૧૪ ની તા. ૧ લી એપ્રીલથી આ શાળાનું ખર્ચ શેઠ જમનાભાઇ ભગુભાઈ તરફથી મળે છે. બાળાઓની સંખ્યા—આશરે ૩૫૦. ધોરણો—બાળપોથીથી ૬ ઠ્ઠા સુધી. થોડું અંગ્રેજી પણ શિખવાય છે.

## શેઠ ચીમનલાલ નગીનદાસ જૈન બોર્ડીંગ—ઘીકાંટા.

સ્થાપના—સંવત્ ૧૯૬૮ ના વૈશાખ શુદ ૧૦, તા૦ ૨૬-૪-૧૯૧૨. ઉદ્દેશ-ગરીબ જૈનોને ઉચ્ચ કેળવણી આપવાનો. ખર્ચ—આશરે રૂ. ૪૫૦૦) નું વાર્ષિક. ખર્ચ પુરતી રકમ શેઠ અંબાલાલ સારાભાઇ તરફથી મળે છે. વ્યવસ્થાપક-મ્હેતા હરીલાલ મુળચંદ બી. એ. સુપ્રીન્ટેન્ડન્ટ-શાહ મનસુખરામ અનોપચંદ.

## શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડીંગ—નાગોરીસરાહ.

સ્થાપના—સંવત્ ૧૯૬૨ ના આસો શુદ ૧૦, તા૦ ૨૭-૯-૧૯૦૬. ઉદ્દેશ—વ્યાવહારિક અને ધાર્મિક કેળવણીની અભિવૃદ્ધિ કરવાનો. ફંડ રૂ. ૨૫૦૦૦) નું છે. ૩॥ ટકાની પ્રોમીસરી નોટો છે. ટ્રસ્ટ ડીડ નથી. આવક—ફંડનું વ્યાજ તથા ઉદાર પુરૂષોની સખાવત ઉપર. વ્યવસ્થાપકો—એક કમીટી છે, જેનાં સેક્રેટરી વકીલ મોહનલાલ ગોકળદાસ બી. એ. એલ. એલ. બી. દરરોજ ધાર્મિક શિક્ષણ અપાય છે તથા વિદ્યાર્થીઓની નીતિ અને આચાર-વિચાર ઉપર ધ્યાન રાખવામાં આવે છે. વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૭૦૦૦) નું છે.

## ધી સારાભાઇ વીરચંદ દીપચંદ એજ્યુકેશન સ્કોલરશીપ ફંડ.

મજકુર ફંડમાંથી ઉત્પન્નનો પોણો ભાગ વીસાશ્રીમાળી જૈનોને અને બાકીનો ભાગ બીજા જૈનોને સહાય તરીકે આપવામાં આવે છે. વર્કીંગ સેક્રેટરી—રા૦ વકીલ હરીલાલ મંછારામ. રા૦ કેશવલાલ પ્રેમચંદ મોદી અને ડૉ૦ જોસેફ બેનજામીન—જોઇન્ટ સેક્રેટરીઓ. આ સંસ્થાના ૧૧ ટ્રસ્ટીઓ નીચે મુજબ છેઃ—

## શ્રાવિકા ઉદ્યોગશાળા—મદન ગોપાળની હવેલી.

સ્થાપના—સંવત્ ૧૮૬૦ ના શ્રાવણ શુદ ૭. ઉદ્દેશ—શ્રાવિકાઓને ધાર્મિક, વ્યાવહારિક અને ઔદ્યોગિક કેળવણી આપવાનો. વખત-૧૨ થી ૩ બપોરના. ફંડ—આશરે રૂ. ૩૫૦૦) નું. ખર્ચ—રૂ. ૫૨૦) આશરે. ઉદાર પુરૂષોના આશ્રયથી ચાલે છે. વ્યવસ્થાપક—શાહ મનસુખરામ અનોપચંદ.

## ગંગાબાઇ જૈન કન્યાશાળા—ઝવેરીવાડ.

સ્થાપના—સંવત્ ૧૯૬૮ ના વૈશાખ શુદ ૮. ઉદ્દેશ—કન્યા કેળવણીનો. શિક્ષણ-ધાર્મિક, નૈતિક, શીવણ ભરત વિગેરે. માસિક ખર્ચ—રૂ. ૨૦૦). વ્યવસ્થાપક-શેઠ ચીમનલાલ લાલભાઇ દલપતભાઇ. કુલ ખર્ચ વ્યવસ્થાપક તરફથી મળે છે.

## ડાહીબાઈ પાઠશાળા—રૂપાસુરચંદની પોળ.

સ્થાપના—સંવત્ ૧૯૫૯ ના ચૈત્ર વદ ૩. ઉદ્દેશ—શ્રાવિકાઓને ધાર્મિક કેળવણી આપવાનો. વ્યવસ્થાપકો—શેઠ ભોગીલાલ વીરચંદ તથા શેઠ દલસુખભાઈ વાડીલાલ. ખર્ચ આશરે રૂ. ૬૦૦) વાર્ષિક. કુલ ખર્ચ વ્યવસ્થાપકો આપે છે.

## શ્રી વિદ્યાશાળા.—ડોશીવાડાની પોળ.

સેક્રેટરી—ઝવેરી છોટાલાલ લલ્લુભાઈ.

## શેઠ દલપતભાઇ મગનભાઇની પાઠશાળા.—પાંજરાપોળ.

સેક્રેટરી—શેઠ પ્રતાપસિંહ મોહનલાલભાઇ.

## વકીલ દલસુખભાઇ પ્રેમચંદનું સીઝાતા ફંડ.

ઉદ્દેશ—અમદાવાદના દશા શ્રીમાળી મૂર્તિપૂજક જૈનોમાંના અશક્ત, ગરીબ તથા સીઝાતાને ખોરાકી, પોષાકમાં મદદ કરવાનો છે. ફંડ—રૂ. ૫૦૦૦). ફંડનું વ્યાજ વપરાય છે. ટ્રસ્ટડીડ છે. ટ્રસ્ટીઓ—શેઠ અંબાલાલ સારાભાઇ, વકીલ છોટાલાલ કાળીદાસ, શા. સોમાભાઇ બેચરદાસ. સેક્રેટરી—વકીલ છોટાલાલ કાળીદાસ.

**શ્રી ભકિતવિજય જૈન જ્ઞાનોદયસભા** અને પુસ્તકાલય, મંગળ પારેખનો ખાંચો શાહપુર.

**મણીલાલ ડી. શાહ**—ઓનરરી સેક્રેટરી.

**શ્રી શાન્તિજીન મંડળ શાળા—પંચભાઇની પોળ.**

**શ્રી જૈન વિદ્યોત્તેજક પાઠશાળા.—સરસપુર.**

શ્રી સંભવજીન પ્રવર્ત્તક પાઠશાળા.--ચંગપોળ.

શ્રી મોહનલાલજી પાઠશાળા.— ભટીની પોળ.

શ્રી જૈન ધર્મવર્ધક શાળા--કોઠારીપોળ--ઝવેરીવાડ.

આ બધી પાઠશાળાઓ મોટે ભાગે તે તે નામની નાની નાની સભાઓ ચલાવે છે.

## શ્રી જૈન હઠીસીંગ સરસ્વતી સભા--શામળાની પોળ.

સેક્રેટરી--મી. મણીલાલ વાડીલાલ. આ સભા તરફથી એક પાઠશાળા ચાલે છે.

## લઘુ ધર્મ પ્રવર્તક સભા.--ગુસાપારેખની પોળ.

સ્થાપના--સંવત્ ૧૯૪૦ ના ભાદરવા શુદ ૧૩. ઉદ્દેશ--છોકરાઓને ધાર્મિક કેળવણી આપવાનો. વ્યવસ્થાપક--શેઠ અમૃતલાલ વાડીલાલ પાનાચંદ. વાર્ષિક ખર્ચ--આશરે રૂ. ૨૫૦). મેમ્બરોની ફીથી ચાલે છે. આ સભા તરફથી એક પાઠશાળા ચાલે છે.

**શ્રી આદ્ય જૈનધર્મ પ્રવર્તક સભા,** પાંજરાપોળમાં શેઠ જેસંગભાઈની ધર્મશાળામાં સ્થાપના-સં૦ ૧૯૪૦. કાર્ય-પ્રાર્થના તથા ધર્મસંબંધી વાંચન. સભાને અંગે એક સાધ્વીશાળા છે. ૫૦ સાધ્વીઓ ભણે છે. પરીક્ષક--રા. બાલાભાઈ કકલભાઇ.

શ્રી જૈન તત્ત્વવિવેચક સભા.

શ્રી જ્ઞાનવર્ધક સભા.--વાઘણપોળ--ઝવેરીવાડ.

વીસાશ્રીમાળી સભા.

શેઠ વીરચંદ દીપચંદ ફ્રી લાયબ્રેરી.

ઝવેરી મોહનલાલ ડાહ્યાભાઈ લાયબ્રેરી.

ઝવેરી ડાહ્યાભાઈ ધોળશાજી લાયબ્રેરી.

શ્રી મોહનલાલજી લાયબ્રેરી.

શેઠ મનસુખભાઇ ભગુભાઇનું દવાખાનું.--કાળુપુર.

જૈન શ્વેતામ્બર મદદ ફંડ. ઇત્યાદિ. ઇત્યાદિ.

## કપડવંજ.

### માણેકબાઈ જૈન અનાથાશ્રમ.

**સ્થાપના--સને ૧૯૧૦.** સેક્રેટરી--શેઠ વાડીલાલ જમનાદાસ.

**કરાંચી જૈન સહાયક મંડળ, ઠંકકાઉ કંપાઉન્ડ, બંદર રોડ, કરાંચી.**

**સ્થાપના--૧-૭-૧૯૧૫.**

હેતુઓ-क જૈન કહેવાતી દરેક વ્યક્તિ કે જેને આ મંડળની સહાયતાની જરૂર હશે તેને મંડળના નિયમને અનુસરી યથાશક્તિ મદદ કરવામાં આવશે.

ख ગરીબ સ્થિતિનો કોઈ જૈન બીમાર હશે તો તેની જરૂરીયાતોનો આ મંડળ તરફથી પોતાની શક્તિ અનુસાર યોગ્ય બંદોબસ્ત કરવામાં આવશે.

ग નિરાધાર જૈનને તેમના ભરણપોષણ માટે આ મંડળ તરફથી યોગ્ય મદદ આપવામાં આવશે.

घ નિરાશ્રિત તેમજ ગરીબ જૈન વિદ્યાર્થીઓના શિક્ષણનો આ મંડળ તરફથી યોગ્ય બંદોબસ્ત કરવામાં આવશે.

સભાસદોની સંખ્યા--આસરે ૧૯૦). પ્રમુખ-રા० રા० રણછોડદાસ ધારશીભાઈ. ઉપપ્રમુખ-રા० રા० લાલચંદ પાનાચંદ. મંત્રીઓઃ--રા० ભાણજી ભાઇચંદ કોઠારી તથા રા० મણીલાલ મગનલાલ શાહ. મુખ્ય કાર્યાલય--કરાંચી.

## શ્રી જૈન શ્વેતામ્બર સભા મંડળ, કુચેરા-(મારવાડ.) રજપુતાના.

ઉદ્દેશ--ધાર્મિક તથા વ્યાવહારિક ઉન્નતિ કરવા અને વિદ્યાવૃદ્ધિનો પ્રયાસ કરવાનો. ફંડ નથી. પ્રમુખ-શેઠ નથમલજી ભંડારી, ઉપપ્રમુખ શેઠ સુગનચંદ સંઘવી. સેક્રેટરી શેઠ રિધકરણજી વ્હોરા. જોઇન્ટ સેક્રેટરી શેઠ જીવનચંદજી સિંધિ. ખજાનચી શેઠ મુકનમલજી. મેમ્બરની ફી વાર્ષિક રૂ ૧).

# ખેડા.

## શ્રી સુમતિરત્નસૂરિ જૈન લાયબ્રેરી.

સેક્રેટરી--સોમચંદ પાનાચંદ.

# ડભોઇ.

## આત્મારામજી જૈન પાઠશાળા અને લાયબ્રેરી.

સ્થાપના--સંવત્ ૧૯૫૨ ના આસો શુદ ૬. ફંડ--પાઠશાળા માટે રૂ. ૪૦૦૦) નું છે. વ્યવસ્થાપકો-શેઠ નેમચંદ તલકચંદ, શેઠ જેઠાલાલ ખુશાલચંદ અને શેઠ ચુનીલાલ હરીલાલ. સેક્રેટરી--શેઠ જેઠાલાલ ખુશાલચંદ.

# છોટાસાદડી-મેવાડ.

## જૈન પાઠશાળા.

સ્થાપના--સંવત્ ૧૯૬૫. વાર્ષિક ખર્ચ--રૂ. ૨૦૦). વાર્ષિક આવક--રૂ. ૧૨૫. ફંડ રૂ. ૨૦૦૦) વિદ્યાર્થી સંખ્યા--૫૦. સેક્રેટરી--શેઠ ચંદનમલજી નાગોરી.

## જૈન લાયબ્રેરી.

પુસ્તક સંખ્યા--૧૩૦૦. સેક્રેટરી--શેઠ ચંદનમલજી નાગોરી.

## સદ્‌ગુણ પ્રસારક મિત્રમંડળ.

સ્થાપના--સંવત્ ૧૯૬૮. ઉદ્દેશ--આ પ્રાંતનાં દહેરાંની સંભાળ, સસ્તું સાહિત્ય પ્રચાર અને જ્ઞાતિ સુધારણાનો. વાર્ષિક ખર્ચ--રૂ. ૧૦૦). આવક--ચાર આના ફંડ તથા પરચુરણ મદદ. સેક્રેટરીઓ--શેઠ નાનાલાલજી નાગોરી, શેઠ નથુલાલજી નાગોરી.

# જામનગર.

## શ્રી હીરજી જૈનશાળા.

સેક્રેટરી--પારેખ કાળીદાસ મુળજી.

## શ્રી કન્યાશાળા—પીલાવાળાની ધર્મશાળા.

સેક્રેટરી--પારેખ કાળીદાસ મુળજી.

## શ્રી મોહનવિજયજી પાઠશાળા (વીસાશ્રીમાળી તપાગચ્છની)

સેક્રેટરી--વકીલ ચુનીલાલ ચત્રભજ.

## શ્રી કન્યાશાળા. (વીસાશ્રીમાળી તપાગચ્છની.)

સેક્રેટરી--મેતા હરખચંદ નેણશી તથા શા. પાનાચંદ ચાંપશી.

## શ્રી આંચળગચ્છ જૈનશાળા.

સેક્રેટરી—શેઠ ઝીણાભાઇ ભગવાન તથા શેઠ વીરચંદ ડોસાભાઇ.

## શ્રી ખરતરગચ્છ જૈનશાળા.

સેક્રેટરી--શેઠ કસ્તુરચંદ કસળચંદ તથા પારેખ માનસંગ જેઠાભાઇ.

## શ્રી જૈન શાન્તિસમાજ.

સેક્રેટરી--શેઠ ગોવિંદજી ડોસાભાઇ.

**જૈન સાહિત્ય પ્રકાશક મંડળ,** ઠે. હરજી જૈન પાઠશાળા જામનગર.

આ મંડળદ્વારા હસ્તલિખિત પુસ્તકો તેમજ જૈન તત્ત્વજ્ઞાનના પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો ઉદ્દેશ છે. એક લાયબ્રેરી પણ સ્થપાઇ છે.

## ડબાસંગ જૈન કેળવણી ફંડ (ડબાસંગ ફંડ).

સ્થાપના—સંવત્ ૧૯૬૪ ના આસો શુદ ૪. ઉદ્દેશ—જામનગરની આથમણી બાજુએ આવેલા ૭૨ ગામોના અજ્ઞાનમાં રહી મિથ્યાત્વી કરણી કરતા જૈનોને બચાવી જૈન ધર્મ પમાડવાનો. ફંડ-અગાઉનું ફંડ સંવત્ ૧૯૬૮ ના દુષ્કાળમાં ખર્ચી નાખવામાં આવ્યું હતું. હાલ શેઠ ખેતસી ખીઅસી જે. પી. તરફથી સહાય મળે છે. આ ફંડના વ્યવસ્થાપકો નીચેના ગામોની પાઠશાળાઓ ઉપર દેખરેખ રાખે છે. ડબાસંગ, ધુણીયા, ભરૂડીયા, પડાણા, શગપર, દાંતા, વસઇ, કનસુમરા, રંગપુર, રાસંગપુર, ગોઇઝ, મોટોમાંઢા, કજુરડા, નવાગામ, ચાંપાનુંગામ, લાખાબાવળ, નાઘેડી. વ્યવસ્થાપકો—નવ જણની કમીટી. સેક્રેટરી વકીલ સાંકળચંદની નારણજી શાહ બી. એ. એલ. એલ. બી. ઉપર જણાવેલા ગામોમાં વ્યાવહારિક તથા ધાર્મિક અને નૈતિક શિક્ષણ શાળામાં અપાય છે ઉપદેશકો રાખી ધર્મનો ઉપદેશ દેવરાવવામાં આવે છે શાળાઓની માસીક પરીક્ષા લેવામાં આવે છે. વાર્ષિક પરીક્ષા મેસાણા શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી લેવાય છે. આ ૭૨ ગામોમાં શ્રાવકની વસ્તી ૧૩૦૦૦) ની છે. ઉપરોક્ત શાળામાં પંચ પ્રતિક્રમણ નવસ્મરણ અને પ્રકરણ સુધીનો અભ્યાસ ચાલે છે. નૈતિકમાં પ્રવેશ પોથીના ચાર ભાગો તથા પ્રારંભ પોથીના ભાગો ચાલે છે. વ્યવહારીકમાં સાત ધોરણ સુધી ચલાવવામાં આવે છે.

## વિદ્યોતેજક મંડળ.

આ મંડળમાં ઓશવાળ જ્ઞાતીના વિદ્યાર્થીઓને આગળ વધારવા માટે ફી તથા ચોપડીયોની સહાય આપવામાં આવે છે. સેક્રેટરી વકીલ સાંકળચંદ નારણજી શાહ તથા માસ્તર જગજીવનદાસ મુળજી.

## શુભેચ્છક મંડળ.

સેક્રેટરી—શા. વિઠ્ઠલદાસ હીરાલાલ.

# દીલ્હી.

## શ્રી આત્માનંદ જૈન પુસ્તક પ્રચારક મંડળ.

સેક્રેટરી—શેઠ લાલા હીકમચંદ જોહરી.

## શ્રી સુધર્મ જૈન જ્ઞાન ભંડાર.

## શ્રી આત્માનંદ જૈન પબ્લીક લાયબ્રેરી.

## શ્રી વિદ્યોત્તેજક ફંડ.

સ્થાપના—સંવત્ ૧૯૭૦ ના આસો શુદ ૭. સેક્રેટરી—શેઠ પન્નાલાલજી.

# ધુલીઆ. ( ખાનદેશ )

## પ્રાણીરક્ષક સંસ્થા.

સ્થાપના--સને ૧૯૦૬. ઉદ્દેશ--હિન્દુસ્થાનમાં ગાયો આદિ જાનવરોનો ખોરાકમાટે થતો વધ તેમજ ધર્મના નામે અપાતા જાનવરોના બળીદાન અટકાવવા અને વનસ્પતિ આહારનું ઉપયોગીપણું સમજાવી મુંગા પ્રાણીઓના દુઃખો ઓછો કરવા. મજકુર સંસ્થા તરફથી એક ફ્રી લાયબ્રરી અને ધર્માર્થ દવાખાનું ચાલે છે. પ્રમુખ—શેઠ રણસીભાઇ ભારમલ. ઓ૦ સેક્રેટરી--શાહ ગોવિંદજી ખીમજી. આસિ૦ સેક્રેટરીઓ—શેઠ પુનસી અર્જુન, શેઠ દાનમલ નથમલ.

# નવસારી.

## શ્રીમાન શ્રી હંસવિજયજી જૈન પાઠશાળા.

સ્થાપના—વીર સંવત્ ૨૪૩૭ ના મહા વદ ૧૧. સ્થાપક--મરહુમ શેઠ લલ્લુભાઇ જીવણજી. મુળ રકમ--રૂ. ૨૦૦૦) તથા બીજી પરચુરણ મદદ ઉપર નભે છે. વ્યવસ્થાપકો-શેઠ નગીનદાસ જીવણજી, શેઠ અમરચંદ લક્ષ્મીચંદ, શેઠ ગાંડાભાઇ લલ્લુભાઇ, શેઠ દેવચંદ લક્ષ્મીચંદ.

# પાટણ.

## જૈન પુસ્તક ભંડારો.

૧. ફોફળીઆવાડમાં ત્રણ, ૨. ઢંઢેરવાડાનો, ૩. સંઘવીના પાડાનો, ૪. વડી પોશાળનો, ૫. ઝવેરીવાડામાં બે ઇત્યાદિ.

## શ્રીમદ હેમચંદ્રાચાર્ય જૈન સભા.

સ્થાપના--સંવત્ ૧૯૬૦ ના આસો શુદ ૫. હેતુઓ--જૈનોમાં ધાર્મિક અને વ્યાવહારિક કેળવણીનો બહોળો ફેલાવો કરવો. ૨ સાંસારિક સ્થિતિ સુધારવા તથા પરસ્પર ઐક્યતા વધારવા પ્રયત્ન કરવો. ૩ લાયબ્રેરીમાં ધાર્મિક તથા નૈતિક પુસ્તકો રાખી જ્ઞાનનો ફેલાવો કરવો તેમજ માસિક, અઠવાડિક તથા રોજીંદા પત્રો મંગાવી વાંચનનો શોખ વધારવા પ્રયાસ કરવો. ૪ જૈનોમાં વકતૃત્વ શક્તિ ખીલવવા દર શનિવારે ધાર્મિક તથા સાંસારિક વિષયો ઉપર ભાષણ અપાવવાં. ૫ સ્કોલરશીપો આપી જૈન વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા પ્રયાસ કરવો. ૬ જાહેર સંસ્થાઓના હિસાબ બરાબર રખાવવા પ્રયત્ન કરવો. ૭ જૈન ભંડારનાં પુસ્તકો સારી સ્થિતિમાં રાખવા અને જીર્ણ થએલાને ઉદ્ધાર કરી જાહેરમાં લાવવાં યત્ન કરવો. ૮ જૈન બાળાઓને તથા સ્ત્રીઓ ધાર્મિક તથા વ્યાવહારિક જ્ઞાન સાથે ઔદ્યોગિક કેળવણી મળે એવી એક કન્યાશાળા સ્થાપવા ગોઠવણ કરવી. સભા તરફથી હાલ એક લાયબ્રેરી ચાલે છે. ઓ૦ સેક્રેટરી-શા. મંગળચંદ અનોપચંદ.

## શેઠ ચુનીલાલ સાંકળચંદ જૈન કન્યાશાળા તથા શ્રાવિકાશાળા.

સ્થાપના—તા૦ ૪-૧૨-૧૯૧૦. વ્યવસ્થાપક—શેઠ વરજીવનદાસ ચુનીલાલ સાંકળચંદ. અભ્યાસ બીજા ધોરણથી પાંચમા ધોરણ સુધી ચાલે છે. ધાર્મિક જ્ઞાન, સંગીત, ભરત, શીવણ ગુંથણ, ગાયન, ડ્રોઇંગ વિગેરે પણ શિખવાય છે. માસિક ખર્ચ આશરે રૂ. ૧૩૦) નો છે, જે મજકુર શેઠ તરફથી અપાય છે.

## પાટણ જૈન મંડળ બોર્ડીંગ.

સ્થાપના—તા૦ ૧૧-૧-૧૯૧૪. ઉદ્દેશ—જૈન વિદ્યાર્થીઓને આગળ વધારવા સારૂ તેમને ખાવા પીવાની તથા રહેવાની સગવડ કરી આપવી. ધાર્મિક શિક્ષણ પણ સાથેસાથે આપવામાં આવે છે. સુપ્રીન્ટેન્ડન્ટ—શેઠ જીવાચંદ પાનાચંદ.

## શ્રી જૈન ડીસ્પેન્સરી.

ઉદ્દેશ—બીમાર જૈનોની તબીબી સારવાર કરવાનો. ફંડ—રૂ. ૫૦૦૦૦). વહીવટ ચલાવનાર—બાબુ જીવણલાલ પનાલાલ.

# પાલણપુર.

## શ્રી જૈન વિદ્યોત્તેજક સભા.

સ્થાપના—સંવત્ ૧૯૫૭ ના માગશર શુદ ૩. સભાને અંગે પુસ્તકાલય અને લાયબ્રેરી છે અને પ્રસંગોપાત ભાષણો અપાય છે. વ્યવસ્થાપકો—માસ્તર, બાલાભાઈ ગટાભાઈ, પ્રમુખ. રા૦ સા૦ ગોદડભાઇ પૃથ્વીરાજ મહેતા, સેક્રેટરી. પરી. મણીલાલ ખુશાલચંદ જોઇન્ટ સેક્રેટરી અને કમીટી.

## શ્રી આત્મવલ્લભ જૈન કેળવણી ફંડ.

સ્થાપના—સંવત્ ૧૯૬૫ ના શ્રાવણ વદ ૧૨. ઉદ્દેશ—પાલણપુરના જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોને ધાર્મિક તેમજ વ્યવહારિક કેળવણી આપવી. ફંડ—રૂ. ૧૫૦૦૦) નું આશરે મજકુર ફંડમાંથી મેટ્રીક ઉપર અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને સ્કોલરશીપો અપાય છે. તથા અત્રેની સંવત્ ૧૯૬૩ માં સ્થપાએલી શ્રાવિકાશાળાને મદદ અપાય છે. વ્યવસ્થાપકો—કોઠારી વેલુભાઈ દોલજી હ૦ કોઠારી ચંદુલાલ સોભાગચંદ, સેક્રેટરી. પારી પ્રેમચંદ વમળચંદ, જોઇન્ટ સેક્રેટરી અને કમીટી.

# પાલીતાણા.

## શ્રી શત્રુંજય જૈન સુધારક મિત્રમંડળ.

સ્થાપના--સંવત્ ૧૯૬૬. ઉદ્દેશ--પવિત્ર તીર્થાધિરાજના કાંઠા ઉપર થતી આશાતનાઓ દૂર કરાવવી તથા શ્રી શત્રુંજયની વર્ષગાંઠ વૈશાખ વદ ૬ નો દિવસ આખા હિન્દમાં જૈન તહેવાર તરીકે પળાવવો વિગેરે. સ્થાપક—મી. કોરડીઆ ગુલાબચંદ શામજી. એ૦ સેક્રેટરી મી. વેલચંદ રતનજી ઝવેરી.

## શ્રી સિદ્ધક્ષેત્ર યશોવિજય જૈન સંસ્કૃત-પ્રાકૃત પાઠશાળા બોર્ડીંગ.

સ્થાપના--સંવત્ ૧૯૬૮ ના વૈશાખ શુદ ૩. ઉદ્દેશ--જૈન કોમમાં સંસ્કૃત-પ્રાકૃત ભાષાના વિદ્વાનો તથા જાહેર ઉપદેશકો તથા ઉંચા જ્ઞાનવાળા અધ્યાપકો તૈયાર કરવા. ફંડ આશરે રૂ. ૪૦૦૦) આવક જેટલો ખર્ચ છે. વાર્ષિક ખર્ચ--રૂ. ૮૦૦૦) નું છે. શાળા માટે આશરે રૂ. ૧૫૦૦૦) નું ખાસ નવું મકાન બંધાવવામાં આવ્યું છે.

## શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાળાશ્રમ.

સ્થાપના--સંવત્ ૧૯૫૨ ના ચૈત્ર શુદ ૧૦. ઉદ્દેશ--નિરાધાર અને ગરીબ બાળકો માટે ખાવા પીવાનું, રહેવાનું, કપડાંલત્તા વિગેરે આપી, પોષણ કરવા ઉપરાંત ધાર્મિક, વ્યાવહારિક અને નૈતિક જ્ઞાન આપવા માટે. સેક્રેટરીઓ—શેઠ નરોત્તમદાસ ભાણજી, વિગેરે.

## શેઠ તલકચંદ સિદ્ધક્ષેત્ર જૈન લાયબ્રેરી.

## વીરબાઈ જૈન પાઠશાળા અને લાયબ્રેરી.

# ભરૂચ.

## જૈન પાશાળા.

સ્થાપક—શેઠ અનોપચંદ મલુકચંદ. મુળ રકમ—રૂ. ૪૦૦૦). તેના વ્યાજમાંથી ચાલે છે. સેક્રેટરી—શેઠ ચુનીલાલ રાયચંદ. વિદ્યાર્થીઓની સંખ્યા—આસરે ૬૫.

## શેઠ અનોપચંદ મેલાપચંદ જૈન બોર્ડીંગ.—વેજલપુર.

દેખરેખ રાખનાર—શેઠ મુળચંદ જીવચંદ.

## જૈનધર્મ ફંડ પેઢી.

ઉદ્દેશ—દેરાસરો તથા ધર્માદા ફંડોમાં નાણાં સાચવવા માટે.

# ભાવનગર.

## શ્રી જૈનધર્મ પ્રસારક સભા.

સ્થાપના—સંવત ૧૯૩૭ ના શ્રાવણ શુદ. ૩. મુખ્ય ઉદ્દેશ—ધાર્મિક ગ્રંન્થો મૂળ તેમજ ભાષાતર તરીકે પ્રસિદ્ધ કરવાનો અને ધાર્મિક કેળવણીની વૃદ્ધિ કરવાનો. આ સભાએ ઘણા જૈન ગ્રન્થો અત્યાર સુધીમાં પ્રગટ કરેલા છે. શ્રી જૈન ધર્મ પ્રકાશ માસિક ૩૧ વર્ષથી કાઢવામાં આવે છે. જૈન મુનિઓને ધાર્મિક પુસ્તકો મોટી સંખ્યામાં ભેટ આપવામાં આવે છે. એક શાસ્ત્રી પગારદાર રાખી જૈનબંધુઓને સંસ્કૃત ભાષાનું જ્ઞાન આપવામાં આવે છે. એક લાયબ્રેરી છે. જેમાં સુમારે ૪૦૦૦ બુકો તથા પુસ્તકો છે. જૈન બંધુઓને વગર ફીએ પુસ્તકો વાંચવા આપવામાં આવે છે. પ્રમુખ—શા૦ કુંવરજી આણંદજી. મંત્રી—ગાંધી અમરચંદ ઘેલાભાઇ. જોઈન્ટ સેક્રેટરી—શા૦ જીવરાજ રતનજી તથા પાનાચંદ ખુશાલ. વ્યવસ્થાપક કમીટી ૧૨ મેમ્બરોની છે, સભામાં કુલ ૨૫૦ લગભગ મેમ્બરો છે.

## શ્રી આત્માનંદ સભા.

સ્થાપના--સંવત ૧૯૫૨ ના બીજા જેઠ શુદ ૨. ઉદ્દેશ--જૈન બંધુઓ ધર્મ સંબંધી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરે તેવા ઉપાયો યોજવા; તેમજ ધાર્મિક અને વ્યાવહારિક કેળવણીની વૃદ્ધિનો યથાશક્તિ પ્રયાસ કરવા, જૈન ધર્મના અત્યુપયોગી પુસ્તકો મૂળ, ટીકા, અવચૂરિ તેમજ ભાષાન્તર સાથે પ્રસિદ્ધ કરી જ્ઞાનનો બહોળો ફેલાવો કરવા; જૈન સાહિત્યની અભિવૃદ્ધિ કરવા, મરહુમ ગુરૂરાજના નામથી એક મહાન જ્ઞાનાલય (જ્ઞાનમંદિર) કરવા અને તેનાથી પ્રાપ્ત થતા દરેક લાભો સાધુ સાધ્વી મહારાજાઓ, અને જૈન બન્ધુઓને આપવા, પરસ્પર સંપ—ઐક્યતાની અભિવૃદ્ધિ કરવા અને એવા બીજા જૈન શાસનની ઉન્નતિના દરેક કાર્યોમાં યથાશક્તિ ઉધમ કરી, સમગ્રહિતના દરેક કાર્યો કરી સ્વપર જ્ઞાનવૃદ્ધિ થવા અનેક પ્રકારની ઉપયોગી યોજના કરી આત્મોન્નતિ કરવાનો છે. વ્યવસ્થાપકો—૧૧ ગૃહસ્થોની મેનેજીંગ કમીટી. પ્રમુખ—શેઠ મગનલાલ ઓધવજી. ઉપ-પ્રમુખ—શેઠ ગુલાબચંદ આણંદજી. સેક્રેટરીઓ—ગાંધી વલ્લભદાસ ત્રીભોવનદાસ, શેઠ હરજીવનદાસ દીપચંદ. આ સભા બાર વર્ષથી શ્રી આત્માનંદ પ્રકાશ નામનું માસિક ચલાવે છે. અને શ્રી આત્મારામજી જૈન ફ્રી લાયબ્રેરી નીભાવે છે.

## શ્રી જૈન ધર્મ પ્રબોધક સભા.

આ એક મિત્રમંડળે સ્થાપેલી સભા છે. વાંચવા ભણવાનો અભ્યાસ કરે છે. ભાષણ શ્રેણી ચલાવે છે. પુસ્તક સંગ્રહ કરે છે. મેમ્બરો ૨૦ છે. પ્રમુખ—શા૦ ગુલાબચંદ આણંદજી સેક્રેટરી—ગાંધી વલ્લભદાસ ત્રિભોવનદાસ તથા શા. શાછોટાલાલ ત્રીભોવનદાસ.

## શ્રી જૈન એસોસીએશન.

આ સંસ્થા સુમારે ૬ વર્ષથી સ્થપાએલી છે. તેની ઓફીસમાં નાઇટ સ્કુલ ચાલેછે અને તેમાં જૈન સ્ટુડન્ટો અભ્યાસ કરે કરાવે છે. પ્રમુખ—વોરા અમરચંદ જસરાજ.

## શ્રી વૃદ્ધિચંદજી જૈન વિદ્યાશાળા.

આ જૈન બાળકોને ધાર્મિક અભ્યાસ કરાવવા સ્થપાયેલી સંસ્થા છે. વીશ વર્ષથી ચાલે છે. વિદ્યાર્થીઓ સવારે ને રાત્રે અભ્યાસ કરે છે. એકંદર સંખ્યા ૨૦૦) લગભગ થાય છે. રૂા. ૫૦૦૦) નું ફંડ છે. એક મકાન ખાસ તેને માટે બંધાયેલું છે. વ્યવસ્થાપક કમીટી ૧૨ મેમ્બરોની છે. પ્રમુખ—વોરા અમરચંદ જસરાજ. સેક્રેટરી—શા. કુંવરજી આણંદજી તથા વોરા ગોરધન હરખચંદ.

## શ્રી ઉજમબાઈ જૈન કન્યાશાળા.

ઉદ્દેશ—જૈન બાળાઓને ધાર્મિક અભ્યાસ કરાવવા માટે ફંડ શ્રાવિકા ઉજમબાઇએ ટ્રસ્ટ કરીને સોંપેલી રૂા. ૩૦૦૦) ની રકમ વ્યાજમાંથી ચાલે છે. તમામ અભ્યાસ કરાવવા માટે આ ખાતે એક સ્ત્રીશિક્ષક રાખેલ છે.

## શા૦ ત્રીભોવનદાસ ભાણજી જૈન કન્યાશાળા.

ફંડ--ભાવનગર ખાતે થયેલી જૈન કૉન્ફરન્સની બેઠકમાં જાહેર કરેલી રૂા. ૨૦૦૦૦) ની રકમના વ્યાજમાંથી તેમજ નામદાર દરબારશ્રીની ૢ મદદથી આ શાળા ચલાવવામાં આવે છે. ઘણી મોટી સંખ્યામાં જૈન બાળાઓ અભ્યાસ કરે છે. અભ્યાસ-વ્યવહારિક અભ્યાસ દરબારી કન્યાશાળાના ધોરણ પ્રમાણેજ ચલાવવામાં આવે છે. ઔદ્યોગિક શિક્ષણ પણ અપાય છે. હાલમાં તેને માટે એક ઘણું સુંદર મકાન બંધાવવામાં આવ્યું છે. દેખરેખ રાખનાર—શેઠ નરોતમદાસ ભાણજી. વ્યવસ્થા માટે કમીટી નીમેલી છે.

## શા૦ આણંદજી પરશોતમ શ્રાવિકા શાળા.

આ સંસ્થા જૈન કૉન્ફરન્સની બેઠકમાં જાહેર કરેલી રૂા. ૨૦૦૦૦) ની રકમનાં વ્યાજમાંથી ચલાવવામાં આવે છે. વ્યવહારિક, ધાર્મિક, અને ઔદ્યોગિક શિક્ષણ અપાય છે. ભરત, ગુંથણ ને શીવણનું. પરણેલી બાળાઓ તેમજ મોટી ઉમરની શ્રાવિકાઓ લાભ લે છે. દેખરેખ શા૦ ગુલાબચંદ આણંદજી રાખે છે.

## જૈન બોર્ડીંગ.

આ બોર્ડીંગ હાઉસ શ્રી સંઘ તરફથી બંધાવવામાં આવ્યું છે. તેની અંદર ૨૮ સ્ટુડન્ટોનો સમાવેશ છે. સંખ્યા પૂરતી રહ્યા કરે છે. વધારાની અરજીઓ સ્થળાદિ સંકોચના કારણથી પાછી વાળવી પડે છે. આ સંસ્થા શેઠ મનસુખભાઇ ભગુભાઇ તથા શેઠ રતનજી વીરજીએ કૉન્ફરન્સમાં જાહેર કરેલી બન્નેની મળીને રૂા. ૪૦૦૦૦) ની રકમના વ્યાજમાંથી ચાલે છે. દેખરેખ રાખનાર—શેઠ પ્રેમચંદ રતનજી.

### દશાશ્રીમાળી બોર્ડીંગ.

આ બોર્ડીંગ શ્રી ગોઘા નિવાસી શેઠ જીવણભાઇ જેચંદ તથા રતનજી જેચંદ તરફથી હાલમાં સુમારે બે વર્ષથી સ્થાપવામાં આવેલ છે.

### દશા શ્રીમાળી ઉદ્યોગશાળા.

આ સંસ્થા શેઠ રતનજી વીરજી તથા શેઠ જીવણભાઇ જેચંદ અને રતનજી જેચંદની જૈન કોન્ફરન્સમાં જાહેર કરેલી સહાયમાંથી ચલાવવામાં આવે છે.

### શ્રી ગંભીરવિજયજી પુસ્તકાલય.

પંડિત ગંભીરવિજયજી મહારાજનું નામ સ્મરણ રાખવા માટે આ સંસ્થા સ્થાપવામાં આવેલ છે. ફંડ થયેલું છે પરંતુ તેની વ્યવસ્થા હજી થઈ નથી.

આ સિવાય નાઇટ કલાસ, જૈન સ્ટુડન્ટોને કેળવણી સંબંધી ઉત્તેજન, શ્રી વૃદ્ધિચંદજી સામાયિકશાળા વિગેરે સંસ્થાઓ ચાલે છે.

## મહુવા. ( કાઠીઆવાડ. )

### શ્રી મહુવા શ્રાવિકાશાળા.

સ્થાપના--સંવત્ ૧૯૫૮. આ શાળા મરહુમ શેઠ હુકમચંદ રાયચંદના સ્મરણાર્થે ઉઘાડવામાં આવેલ છે. ફંડ--રૂ. ૩૩૦૦) તેનું વ્યાજ વાપરવામાં આવે છે. ધાર્મિક, વ્યાવહારિક તથા ઔદ્યોગિક શિક્ષણ અપાય છે. માસિક ખર્ચ--રૂ. ૪૦). આવક--ઉપરોક્ત ફંડનું વ્યાજ તથાં ઉદાર પુરૂષોની સહાય. પ્રમુખ--શેઠ જીવણચંદ રાયચંદ. સેક્રટરી--શેઠ મોહનલાલ ખોડીદાસ.

## માંડવી. (કચ્છ.)

### શેઠ મેઘજી થોભણ જૈન સંસ્કૃત પાઠશાળા.

સ્થાપના--સંવત્ ૧૯૬૩ ના ફાગણ વદ ૯. ઉદ્દેશ--આપણા ધર્મગુરૂઓને કેળવણી આપવા. સંસ્કૃત, વ્યાકરણ, કાવ્ય, કોષ, ન્યાય તેમજ ધાર્મિક સિદ્ધાંતોનો અભ્યાસ કરાવવામાં આવે છે.

### શા. મેઘજી થોભણ સ્વજ્ઞાતિ સહાયક ફંડ.

આ ફંડમાંથી કચ્છ-માંડવીમાં ભણતા સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓને કેળવણી ઉત્તેજનાર્થે સ્કોલરશીપો અપાય છે.

# મ્હેસાણા.

## શ્રી જૈન શ્રેયસ્કર મંડળ.

સ્થાપના--સંવત્ ૧૯૬૦ ના શ્રાવણ વદ ૩. ઉદ્દેશ--૧. જ્ઞાનવૃદ્ધિ-જૈન સંસ્કૃત પાઠશાળાઓને ઉત્તેજન આપવા બનતો પ્રયાસ કરવો, જૈન વિદ્યાશાળાઓ, તેમજ કન્યાશાળાઓ અને પુસ્તકાલયો વિગેરે જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં સંગીન પાયા ઉપર મુકવા તજવીજ કરવી, જે જે શહેર કે ગામોમાં જૈન વિદ્યાશાળા, કન્યાશાળા કે પુસ્તકાલયો ન હોય અને સ્થાપન કરાવવાની જરૂરીયાત હોય ત્યાં ત્યાં તેમાંથી જે જે કાર્યો બની શકે તે તે સ્થાપવા બનતો પ્રયાસ કરવો. ધર્મસંબંધી છપાએલી બુકો, પુસ્તકો, સાધુ, સાધ્વી, શ્રાવિકા, જૈન વિદ્યાશાળા, કન્યાશાળા, પુસ્તકાલય તથા અન્યમતિઓને યોગ્યતા અનુસાર આપવા, અપાવવા બનતો પ્રયાસ કરવો. ૨. તીર્થો અને જૈન મંદિરો સંબંધી થતી આશાતનાઓ ટાળવી અને ટળાવવી, જીર્ણોદ્ધારની જરૂરીયાત હોય ત્યાં ત્યાં તે બાબત તજવીજ કરવી, જીન પ્રતિમાઓને ચક્ષુ ટીલાં વિગેરે ચોડવવાં, જરૂરવાળા સ્થાને જીનપ્રતિમાઓને લેપ કરાવવા બંદોબસ્ત કરવો, દેવદ્રવ્યાદિની વ્યવસ્થા બરાબર રહે તેમ સુચના કરવી અને ગેરવ્યવસ્થા થતી હોય ત્યાં ત્યાં તે અટકાવવા બનતો પ્રયાસ કરવો, સિદ્ધાચળ તીર્થે આઠ માસ ડુંગર ઉપર શ્રી મુળનાયકજી વિગેરેની તથા ચોમાસાના ચાર માસ નીચે ગામના મ્હોટા દેરાસરજીમાં મુળનાયકજીની કાયમ આંગી થાય તેવી યોજના કરવી. ૩. શેઠજી આણંદજી કલ્યાણજી સંબંધી--શત્રુંજયની રખોપાની ટીપના તથા જીવદયા ખાતાને થયેલ દેવદ્રવ્યનું દેવું કમી કરવાનાં કામમાં બનતો પ્રયાસ કરવો. ૪ જૈન કોન્ફરન્સે કરવા ધારેલા કામો પૈકી બની શકે તેટલાં કામો માટે પ્રયાસ કરવો. સેક્રેટરી--શા. વેણીચંદ સુરચંદ.

## શ્રીમન્ મહોપાધ્યાયજી શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા,

સ્થાપના--સંવત્ ૧૯૫૪ ના કારતક શુદ ૩. ઉદ્દેશ--જૈન મુનિમહારાજાઓને વ્યાકરણ, ન્યાય, કાવ્ય, કોષ આદિ ઉચ્ચ પ્રકારનું જ્ઞાન આપવાનું તથા જૈન વિદ્યાર્થીવર્ગને પ્રતિક્રમણ, પ્રકરણ આદિ ધર્મજ્ઞાન અને સંસ્કૃત જ્ઞાન આપી તેઓને હાલમાં સ્થળે સ્થળે સ્થપાતી જૈનશાળાઓમાં શિક્ષકની ખોટ છે તે માટે માસ્તરો તરીકે તૈયાર કરવા. સેક્રેટરી-શા. વેણીચંદ સુરચંદ.

# રાધનપુર.

## શ્રાવિકા ઉદ્યોગશાળા.

સ્થાપના--સં. ૧૯૭૦ ના કારતક શુ. ૧. ઉદ્દેશ--રાધનપુરના જૈન સ્ત્રીવર્ગમાં જ્ઞાન અને સંપની વૃદ્ધિ કરવા. વિદ્યાર્થીઓની સંખ્યા-૯૧. અભ્યાસ--શીવવાનું, વેતરવાનું, ભરતગુંથણનું વિગેરે ધાર્મિક શિક્ષણ સાથે શિખવાય છે. આ સંસ્થાની તમામ વહીવટ શ્રી રાધનપુર જૈન મંડળ--મુંબઇ ચલાવે છે.

## શ્રી રાધનપુર જૈન પાઠશાળા.

ધાર્મિક શિક્ષણ અર્થસહિત આપવામાં આવે છે. પુરૂષ વર્ગ--૧૫ વિદ્યાર્થીઓ. સ્ત્રી વર્ગ--૯૦ વિદ્યાર્થીઓ. મદદ કરનાર તથા વહીવટ કરનારાઓ--શેઠ મોતીલાલ મુળજી, શેઠ હીરાલાલ બકોરદાસ.

## શેઠ મોતીલાલ મુળજી વિદ્યોત્તેજક ફંડ.

સ્થાપના--સને ૧૯૧૧. ઉદ્દેશ--કોલેજની કેળવણી લેવા ઇચ્છતા રાધનપુરના જૈન વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવાનો. ફંડ--રૂ. ૨૦૦૦૦) નું (શેઠ મોતીલાલ મુળજીએ બક્ષીસ આપેલ). મુળ રકમના વ્યાજમાંથી સ્કોલરશીપો આપાય છે. ટ્રસ્ટીઓ--શેઠ મોતીલાલ મુળજી. શેઠ હીરાલાલ બકોરદાસ. શેઠ જેસંગભાઇ મોહનલાલ, શેઠ વાડીલાલ પુનમચંદ, શેઠ હરજીવનદાસ દીપચંદ વકીલ, શેઠ શીરચંદ નાનચંદ પારેખ.

## લંડન.

## જૈન લીટરેચર સોસાઈટી.

પ્રેસીડંટ ઓફ્ ઓનર:—પ્રો. ડૉ. હરમન જેકોબી. પ્રેસીન્ડટ-યુરોપીય વિભાગ, એફ્. ડબલ્યુ. થોમસ M. A. Ph. D. ઓ. સેક્રેટરી-હરબર્ટ વોરન, ૮૪ શેટલગેટ રોડ, બેટરસી, લંડન (S. W.) ભાવનગરના શેઠ નરોતમ ભાણજી તથા અમદાવાદના શેઠ ચીમનલાલ જેસંગભાઇ નવા મેંબર થયા છે. શેઠ નરોત્તમદાસે તત્ત્વાર્થાધિગમ સૂત્ર અને યોગશાસ્ત્રના અંગ્રેજી ભાષાંતર કરાવવાનો અને છપાવવાનો સર્વ ખર્ચ આપવા વચન આપ્યું છે. અને રા. પોપટભાઇ મહોકમચંદ અને રા. બાલાભાઇ નગીનદાસે પ્રવચનસારના ભાષાંતર માટે ૭૦ પૌંડ એટલે ૧૦૫૦ રૂપીઆ આપ્યા હતા તે કુંદકુંદાચાર્યના સમયસાર સટીકના ભાષાંતરમાં વાપરવા સંમતિ આપી છે. ડૉ૦ એફ્. ડબલ્યુ. થોમસ. M. A. Ph. D. એ સમયસારનું ભાષાંતર કરવાનું માથે લીધું છે. શ્રીયુત જુગમંદિરલાલનું જૈનીનું અંગ્રેજીમાં રચેલું--Outlines of Jainism--જૈન દર્શનનું રેખાદર્શન એ નામનું પુસ્તક પ્રેસમાં છપાય છે અને થોડા વખતમાં બહાર પડવાનું છે.

## વઢવાણ કાંપ, કાઠિયાવાડ.

## શ્રી જૈન હુન્નરશાળા,

સ્થાપના--સંવત ૧૯૭૦ ના ભાદરવા શુદ ૧૩. હેતુઓ:—નિરાધાર બાળકો અને વિધવાઓ પોતાની આજીવિકા સહેલાઇથી ચલાવે તેમજ બાળકોમાં ઉત્તમ પ્રકારના સંસ્કાર રોપાઇ ભવિષ્યની પ્રજા ઉત્તમ થાય તે. લાભ લેનારની સંખ્યા—૫૧ તે પૈકી ૧૩ સ્ત્રી ૨૦ બાળાઓ અને ૧૮ છોકરાંઓ છે. શિખવાતા વિષયો--સીલાઇ કામ, ગુંથણ, ઝીક, ભરત, બુક બાઇન્ડીંગ, ટોપીઓ તૈયાર કરવાનું, અગરબત્તી બનાવવાનું, પાકુંનામું, ધાર્મિક અને નૈતિક જ્ઞાન. પ્રમુખ-શેઠ પાનાચંદ ઠાકરશી ઑનરરી સેક્રેટરી-શા૦ ખેતસી પાનાચંદ.

# વિજાપુર.

## વિજાપુર જૈન મંડળ.

સ્થાપના—સં૦ ૧૯૭૦ ના પર્યુષણ પર્વમાં.

ઉદ્દેશઃ—(ક) જૈનોની સાંસારિક અને પારમાર્થિક ઉન્નતિ કરવી.

(ખ) જેમના સ્વાધીન સંસ્થાઓનો કે ફંડનો વહીવટ હોય કે નવીન ટ્રસ્ટ કરીને ફંડ સોંપવા ખુશી હોય તેનો વહીવટ કરવાનો મંડળને યોગ્ય લાગે તો સ્વીકાર કરવો.

(ગ) યોગ્ય જનોનો આદરસત્કાર કરવો.

(ઘ) જન કલ્યાણ અને દેશહિતૈષી કાયદેસર વિષયોમાં યથાશક્તિ કર્તવ્યનિષ્ઠ રહેવું.

(ઙ) ઉક્ત ઉદ્દેશોને સાધક ઇતર સંસ્થાઓના કે વ્યક્તિઓના એવા કાર્યને ઉત્તેજન આપવું.

(ચ) ઉક્ત ઉદ્દેશોની સાફલ્યતા સારૂ વ્યાખ્યાન અને લખાણાદિ દ્વારાએ પ્રયત્ન કરવા, એક કિંવા અનેક ફંડ હાથ ધરવાં અંતર્ગત કે સ્વતંત્ર સંસ્થાઓ સ્થાપવી ચલાવી નીભાવવી વિગેરે યોગ્ય લાગે તે તે ઉપાય કરવા.

શિક્ષણ--એક શાસ્ત્રી સ્ત્રીઓ તથા બાળકોને શિક્ષણ આપે છે. સવારમાં ગુજરાતી માસ્તર છોકરાઓના સ્કુલના અભ્યાસમાં મદદ કરે છે. વિશેષ હકીકત—વધુ અભ્યાસ માટે લાયક વિદ્યાર્થીઓને મદદ અપાય છે, ગરીબોને મફત દવા અપાય છે. ઉપજ—મેંબરોની ફી, ઇત્યાદિ, તોલવાનો કાંટો તથા સખી ગૃહસ્થોની મદદથી. સેક્રેટરી-શા. મોહનલાલ જેસંગભાઇ.

# વિશનગર.

શેઠ ગોકલભાઈ દોલતરામ દવાખાનું.

શ્રી પુસ્તક ભંડાર.

# સુરત.

શેઠ ધરમચંદ ઉદેચંદ જીર્ણોદ્ધાર ફંડ.

ઝવેર નગીનચંદ કપૂરચંદ જીવયા ફંડ.

પ્રેમચંદ રાયચંદ જૈન કન્યાશાળા.

## ગોપીપુરામાં ધર્મશાળાઓ.

(૧) શેઠ પ્રેમચંદ રાયચંદ.

(૨) શેઠ રૂપચંદ લલ્લુભાઈ ઝવેરી.

(૩) શેઠ નગીનચંદ કપુરચંદ અને કસ્તુરચંદ કલ્યાણજી.

(૪) શેઠ દેવચંદ લાલભાઇ ઝવેરી.

## શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર લાયબ્રેરી-ગોપીપુરા.

ઉદ્દેશ—પ્રાચીન પુસ્તકો જાળવવાનો. તેમાં લગભગ ૧૦૦૦ એક હજાર પુસ્તકો હસ્ત લિખિત તથા મુદ્રિત રાખવામાં આવ્યા છે. શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડને અંગે ખોલાયલી અને નિભતી. કાર્યવાહકો સદરહુ ફંડના ટ્રસ્ટીઓ.

## રત્નસાગરજી જૈન પાઠશાળા.

ગોપીપુરા, શેઠ નેમચંદ મલોપચંદની વાડીમાં.

ઉદ્દેશ—વ્યાવહારિક તથા ધાર્મિક શિક્ષણ આપવાનો. ફંડ--ઝાઝુ નથી. ઝવેરી મહાજન તરફથી મદદ આપવામાં આવે છે. વિદ્યાર્થી સંખ્યા—૨૦૦ થી ૨૫૦. વર્ગો-ગુજરાતીમાં પાંચમી ચોપડી સુધી અને અંગ્રેજીમાં ત્રીજા ધોરણ સુધી. વાર્ષિક ખર્ચ--રૂા. ૨૦૦૦ થી રૂા. ૨૫૦૦. વ્યવસ્થાપકો--શા. છોટુભાઇ ગુલાબચંદ વકીલ, શા. મગનલાલ નવલચંદ લાકડાવાળા, શા. સાકરચંદ સુરચંદ.

## શ્રી તત્ત્વબોધ શ્રાવિકાશાળા.

ગોપીપુરા, માળી ફળીઆમાં.

ઉદ્દેશ--ગોપીપુરાની શ્રાવિકાઓને ધાર્મિક શિક્ષણ આપવાનો. વિદ્યાર્થી સંખ્યા--૩૦ થી ૪૦. વખત--૧ થી ૪ બપોરના. શાળા માટે ખાસ મકાન બાંધવામાં આવ્યું છે. વાર્ષિક ખર્ચ--રૂા. ૨૦૦ થી ૩૦૦.

## બાઈ જયકોર જ્ઞાનોદ્યોગ પાઠશાળા—ગોપીપુરા.

સ્થાપના--સંવત્ ૧૯૬૫. ઉદ્દેશ--શ્રાવિકાઓને ધાર્મિક તથા વ્યાવહારિક શિક્ષણ આપવાનો અને ભરત ગુંથણનું કામ શિખવાડવાનો. ફંડ—રૂા. ૨૫૦૦૦). રા૦ રા૦ શેઠ હીરાચંદ મોતીચંદના પત્ની બાઈ જયકોરના સ્મરણાર્થે આપવામાં આવેલ. વાર્ષિક આવક--રૂા. ૧૦૦૦ થી રૂા. ૧૨૦૦. વાર્ષિક ખર્ચ--રૂા. ૭૦૦ થી રૂા. ૮૦૦. વિદ્યાર્થી સંખ્યા--૩૦ થી ૪૦. વ્યવસ્થાપકો--શા. મગનલાલ પ્રેમચંદ મારફતીઆ, મેનેજર શા. મગનભાઇ દેવચંદ, શા બાલુભાઈ ભગવાનદાસ.

## શ્રી વડાચૌટા જૈન શ્રાવિકાશાળા—વડાચૌટા.

સ્થાપના—સંવત્ ૧૯૬૯ ના શ્રાવણ સુદ ૧૦. ઉદ્દેશ—વડાચૌટાની શ્રાવિકાઓ તથા કન્યાઓને ધાર્મિક શિક્ષણ આપવાનો. ફંડ—ઝાઝું નથી. વાર્ષિક ફંડ કરવામાં આવે છે. મદદની જરૂર છે. વખત—સવારના આઠથી દશ વાગ્યા સુધી છોકરાઓ માટે, અને બપોરના ૨ થી ૪ સુધી શ્રાવિકાઓ માટે. અભ્યાસ—ધાર્મિક, સાથે સંસ્કૃતનો અભ્યાસ કરાવવામાં આવે છે. વાર્ષિક ખર્ચ—રૂા. ૧૫૦ થી રૂા. ૨૦૦. સંખ્યા—શ્રાવિકાઓ ૧૫ થી ૨૦. છોકરીઓ ૨૦ ૨૫. સેક્રેટરી—શા. ડાહ્યાભાઇ મોતીચંદ.

## શ્રી વડાચૌટા જૈન પાઠશાળા—વડાચૌટા.

સ્થાપના—સંવત્ ૧૯૬૩. ઉદ્દેશ—સુરત શહેરના તમામ જૈન બાળકોને ધાર્મિક શિક્ષણ આપવાનો. ફંડ—રૂા. ૯૦૦૦) ના પોર્ટ ટ્રસ્ટ બોન્ડો તથા કેટલીક રોકડ. વાર્ષિક આવક—રૂા. ૩૫૦). વાર્ષિક ખર્ચ—રૂા. ૨૫૦ થી ૩૦૦. ટ્રસ્ટીઓ—શા. હીરાચંદ નેમચંદ જે. પી., શા. મગનલાલ પરસોતમદાસ બદામી, શા. ચંદુલાલ ચીમનલાલ. મેનેજીંગ ટ્રસ્ટી—શા. મગનલાલ પરસોત્તમદાસ બદામી. અભ્યાસ અને વખત—બાળકોને રાત્રે ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે. સંસ્કૃત પણ શિખવાય છે.

## નવાપુરા જૈન પાઠશાળા—નવાપુરા.

ઉદ્દેશ—ધાર્મિક શિક્ષણ આપવાનો. વિદ્યાર્થી સંખ્યા—૨૦ થી ૩૧. વાર્ષિક ખર્ચ—રૂા. ૧૫૦ થી રૂા. ૨૦૦. વ્યવસ્થાપકો—નવાપુરાના મારવાડી ગૃહસ્થો.

## શ્રી ગોપીપુરા જૈન બોર્ડીંગ—ગોપીપુરા.

શેઠ ખીમચંદ મેળાપચંદ ઝવેરીના મકાનમાં.

સ્થાપના—સંવત્ ૧૯૫૭. ઉદ્દેશ—સુરત જીલ્લાના અને બહાર ગામના વિદ્યાર્થીઓ માટે રહેવાની સગવડ કરી આપવાનો. વિદ્યાર્થીઓની સંખ્યા—૪૦ થી ૫૦. વ્યવસ્થાપકો—શેઠ સાકરચંદ સુરચંદ ઝવેરી, શા. ચમનલાલ નવલચંદ, રા૦ છોટુભાઇ ગુલાબચંદ વકીલ.

## શ્રી નવાપુરા જૈન બોર્ડિંગ—નવાપુરા.

સ્થાપના—સંવત્ ૧૯૬૩. ઉદ્દેશ—મારવાડી વિદ્યાર્થીઓને માટે રહેવાની તથા ખાવાની સગવડ કરી આપવાનો. ફંડ—રૂા. ૧૦૦૦૦) નું. વિદ્યાર્થીની સંખ્યા—૨૦ થી ૩૦. ધાર્મિક શિક્ષણ અપાય છે. વ્યવસ્થાપકો—શા. દલીચંદ ભાણાભાઇ અને બીજા મારવાડી ગૃહસ્થો.

## શ્રી મોહનલાલજી જૈન જ્ઞાનભંડાર—ગોપીપુરા.

સ્થાપના—સંવત્ ૧૯૬૩. ઉદ્દેશ—જૈન ધર્મને લગતાં હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવાનો તથા જનસમાજમાં જૈન ધર્મને લગતાં વાંચનનો શોખ વધારવાનો અને પુસ્તકો પુરા પાડવાનો. મકાન અને ખર્ચ—જ્ઞાનભંડાર માટેનું પથ્થરનું મકાન શેઠ નગીનચંદ કપુરચંદ ઝવેરી તરફથી બંધાવી આપવામાં આવેલું છે. આ સંસ્થાનું ખર્ચ ઉપરોક્ત શેઠ તરફથીજ આપવામાં આવે છે. વ્યવસ્થાપકો—શેઠ નગીનચંદ કપુરચંદ ઝવેરીના કુટુંબીઓ.

### શ્રી વડાચૌટા જૈન જ્ઞાનભંડાર--વડાચૌટા.

સ્થાપના--સંવત્ ૧૯૬૯ ના વૈશાખ શુદ ૫. ઉદ્દેશ--જૈન ધર્મના છાપેલાં તેમજ હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવાનો તથા જનસમાજના ઉપયોગ માટે પુસ્તકો વાંચવા આપવાનો. ફંડ--નજીવું છે. પુસ્તક સંગ્રહ સારો કરવામાં આવ્યો છે. તેનો લાભ સારો લેવામાં આવે છે. સેક્રેટરી--શા. ડાહ્યાભાઈ મોતીચંદ. લાયબ્રેરીઅન--શા. પુરૂષોતમદાસ જયમલ.

### શેઠ મગનભાઈ પ્રતાપચંદ ફ્રી લાયબ્રેરી--ગોપીપુરા, ઝવેરી બજાર.

ઉદ્દેશ--પુસ્તકો તથા ન્યુસપેપરો, માસિકો વિગેરે પુરાં પાડવાનો. વાર્ષિક ખર્ચ--રૂ. ૩૦૦ થી રૂ. ૪૦૦.

### શેઠ ફકીરચંદ પ્રેમચંદ જૈન લાયબ્રેરી—વડાચૌટા.

સ્થાપના--સંવત્ ૧૯૬૧. ઉદ્દેશ--જૈન સમાજમાં વાંચનનો શોખ ઉત્પન્ન કરવાનો અને માસિકો, સાપ્તાહિકો, દૈનિકો વિગેરે પુરા પાડવાનો. ફંડ--રૂ૦ ૧૫૦ થી ૨૦૦. સેક્રેટરી—શા. રીખવલાલ જેચંદ.

---

## જૈનોની વસ્તી સંબંધી કેટલીક જાણવાજોગ વીગતો.

૧. સને ૧૯૧૧ ની વસ્તી પત્રક પ્રમાણે જૈન ધર્મ પાળનારી કુલવસ્તી ૧૨,૪૮,૧૮૨ માણસોની છે.

હિંદુસ્થાનમાં જૈન ધર્મ શિવાય સર્વ ધર્મોના અનુયાયીઓની સંખ્યામાં ધીમે ધીમે વધારો થતો જાય છે ત્યારે છેલ્લા બે દાહેકા દરમ્યાન જૈનોની સંખ્યામાં ઘટાડો થયેલો માલૂમ પડે છે.

| | સને ૧૯૧૧ માં કેટલા લાખ વસ્તી ? | કેટલા ટકા વધારો ઘટાડો ? ૧૯૦૧-૧૧. | ૧૮૯૧-૦૧ | ૧૮૮૧-૯૧. |
|---|---|---|---|---|
| જૈનો. | ૧૨.૪૮ | -૬.૪ | -૫.૮ | +૨.૨ |
| હિંદુઓ. | ૨૧૭.૫ | +૫.૦ | -૦.૩ | +૧૫.૩ |
| મુસલમાનો. | ૬૬.૬ | +૬.૭ | +૮.૯ | +૩૩.૦ |

+ એટલે વધારો. - એટલે ઘટાડો.

૨. શહેરમાં વસનારી જૈનોની વસ્તી સેંકડે ૨૯.૦૬ ટકા છે. બીજા ધર્મવાળાઓ કરતાં જૈનો શહેરની જીંદગી વધારે પસંદ કરે છે. આપણી વસ્તીમાં ઘટાડો થવાનું કદાચ આ એક કારણ ગણાય.

૩. જૈનોમાં બાળવિધવાઓ:—

| ઉમ્મર. | સંખ્યા. |
|---|---|
| ૧ વર્ષની અંદર | ૧૫ |
| ૫ " | ૯૨ |
| ૧૦ " | ૨૬૧ |
| ૧૫ " | ૯૦૬ |

બીજા ધર્મવાળાઓના આવા આંકડાઓ સાથે ઉપરના આંકડા સરખાવીએ તો માલૂમ પડે છે કે જૈનોમાં બાળવિધવાઓનું પ્રમાણ સૌથી મોટું છે.

૪. દર હજારે જૈનોમાં ૪૯૫ પુરૂષો અને ૪૦ સ્ત્રીઓ અને ૨૭૫ વ્યક્તિઓ ભણેલા છે. ત્યારે પારસીઓમાં ૭૮૨ પુરૂષો, ૬૩૭ સ્ત્રીઓ અને ૭૧૧ વ્યક્તિઓ ભણેલા છે.

૫. કેળવણી લેવાને યોગ્ય ઉમરવાળા ૫ થી ૧૫ વર્ષ ઉમર સુધીના આપણા બાળકોમાંથી ૭૨ ટકા અભણ છે અને માત્ર ૨૮ ટકા ભણેલો અથવા નીશાળે જતો વર્ગ છે. તેજ ઉમરની બાળાઓમાં માત્ર ૫ થી ૬ ટકાજ ભણેલો ભાગ છે. એટલે ૯૪ થી ૯૫ ટકા અભણ ભાગ છે.

૬. આપણી કોમમાં અંગ્રેજી જાણનારાઓની સંખ્યા માત્ર સંકડે ૪ ટકા છે જ્યારે પારસીઓમાં તેવી સંખ્યા ૪૦ ટકા જેટલી છે.

૭. સને ૧૯૧૫ ના માર્ચ માસની ૩૧ મી તારીખે મુંબઇ ઇલાકાના બ્રીટીશ પ્રાંતોમાં જાહેર ખાતાંઓમાં ભણતા હિંદુઓ (બ્રાહ્મણ શિવાયના) ની કુલ સંખ્યા ૪,૮૫,૭૦૦ હતી, તે પૈકી ૧૯,૧૨૨ જૈન વિદ્યાર્થીઓ છે, જેની વીગત નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| ૧૮૭ | જૈન વિદ્યાર્થીઓ. | કોલેજોમાં. |
| ૨૦૯૩ | ,, | સેકન્ડરી સ્કુલોમાં. |
| ૧૬૬૮૬ | ,, | પ્રાથમિક શાળાઓમાં. |
| ૧૫૬ | ,, | ખાસ સ્કુલોમાં. |
| કુલ્લે. ૧૯,૧૨૨ | | |

સને ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે મુંબઇ ઇલાકાના બ્રીટીશ વિભાગોમાં કુલ વસ્તી ૨,૧૨,૩૦૯ છે તેમાં ૧,૧૭,૫૧૯ પુરૂષો અને ૯૪,૭૯૦ સ્ત્રીઓ છે, તેમાં દર હજારે ૪૯૬ ભણેલા પુરૂષ છે અને ૬૨ સ્ત્રીઓ છે.

---

## મુંબઇમાં રહેતા જૈનોની વોર્ડવાર વસ્તી, એક ઓરડીમાં રહેનાર જૈનોની ગણત્રી, મરણપ્રમાણને લગતા આંકડાઓ ઇત્યાદિ જાણવાજોગ સમજસાથે વીગતો.

સને ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે મુંબઇમાં રહેતા જૈનોની વોર્ડવાર વસ્તી.

| વૉર્ડ | જૈન વસ્તી | |
|---|---|---|
| એ. | ૯૬૫ | (કોલાબા, કોટ અને એસ્પ્લેનેડ) |
| બી. | ૪૮૩૬ | (માંડવી, ચકલા, ઉમરખાડી, ડોંગરી) |

| | | |
|---|---|---|
| સી. | ૮૭૦૧ | ( મારકીટ, ધોબીતલાવ, ભૂલેશ્વર, ને કુંભારવાડા ) |
| ડી. | ૧૦૪૫ | ( ખેતવાડી, ગીરગામ, ચોપાટી, વાલ્કેશ્વર, મહાલક્ષ્મી ) |
| ઈ. | ૨૦૧૭ | ( મઝગામ, તારદેવ, ભાયખાળા, નાગપાડા ) |
| એફ. | ૧૨૫૨ | ( પરેલ, શીવરી, શીવ ) |
| જી. | ૧૩૨૫ | ( માહીમ, વરલી ) |
| રેલ્વે બંદર અને ઘરબાર વિનાની. | ૩૧૯ | |
| કુલ્લે. | ૨૦૪૬૦ | |

ઉપરનો કોઠો તપાસતાં માલુમ પડે છે કે મુંબઇમાં વસ્તી જૈન કોમની કુ વસ્તી ફક્ત **બી** અને **સી** વોર્ડમાં રહે છે, આ બંને વોર્ડમાં ગીચ વસ્તી છે અને તેથીજ મુંબઇમાં થતા મરણોનું વધુ પ્રમાણ ધરાવતા લત્તાઓમાં આ લત્તાઓ ગણાય છે.

## મરણોની સંખ્યા.

| જ્ઞાતિ. | વસ્તી. | સને ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ |
|---|---|---|---|---|---|
| જૈન. | ૨૦૪૬૦ | ૧૪૩૮ | ૧૪૧૪ | ૧૩૪૯ | ૧૨૧૪ |
| બ્રાહ્મણ. | ૫૩૬૫૬ | ૧૨૬૫ | ૧૩૯૧ | ૧૧૫૯ | ૧૧૪૭ |
| પારસી. | ૫૦૯૩૧ | ૧૨૪૨ | ૧૩૧૪ | ૧૧૪૫ | ૧૧૩૭ |
| મુસલમાન. | ૧૭૯૩૪૬ | ૮૩૨૬ | ૯૦૯૭ | ૬૯૯૬ | ૭૩૧૧ |

## દર હજારે આવતું મરણોનું પ્રમાણ.

| | | સને ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ |
|---|---|---|---|---|---|
| જૈન. | ૨૦૪૬૦ | ૭૦·૨૮ | ૬૯·૧૧ | ૬૫·૯૩ | ૫૯·૩૩ |
| બ્રાહ્મણ. | ૫૩૬૫૬ | ૨૩·૫૭ | ૨૫·૯૨ | ૨૧·૬૦ | ૨૧·૩૭ |
| પારસી. | ૫૦૯૩૧ | ૨૪·૩૮ | ૨૫·૭૯ | ૨૨·૪૮ | ૨૨·૩૮ |
| મુસલમાન. | ૧૭૯૩૪૬ | ૪૬·૩૯ | ૫૦·૭૨ | ૩૯ | ૪૦·૭૬ |

૮. ઉપરના અને કોઠાઓ તપાસવાથી માલુમ પડશે કે બીજી કોમોની સાથે સરખામણી કરતાં જૈન કોમ સૌથી મોટું મરણ-પ્રમાણ ધરાવે છે. સને ૧૯૧૪ નું મરણ-પ્રમાણ તેની આગલના ત્રણ વર્ષો સાથે સરખાવતાં ઓછું છે.

### દર હજારે આવતું મરકીના મરણોનું પ્રમાણ.

| | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ | |
|---|---|---|---|---|---|
| જૈન. | ૧૨·૭ | ૫·૯૧ | ૯·૫૩ | ૮·૬૯ | આપણી કોમમાં મરકીને |
| બ્રાહ્મણ. | ૨·૮૭ | ૧·૩૬ | ૨·૧૪ | ૨·૨૧ | લીધે આવતું મરણ પ્રમાણ |
| પારસી. | ૧·૭૬ | ૦·૬૬ | ૦·૬૫ | ૧·૧૧ | સૌથી વધારે જણાય છે. |
| મુસલમાન. | ૨·૯૦ | ૧·૫૧ | ૧·૬૫ | ૧·૮૫ | |

સને ૧૯૧૪ માં જૈન કોમમાં કુલ્લે મરણો ૧૨૧૪ હતાં તેમાં ૧૭૮ મરકીનાં ૩૨ ક્ષયનાં અને ૩૯૭ ફેફસાનાં દરદોના હતાં, એટલે લગભગ પચાસ ટકા મરણો ઉપરના દરદોથીજ છે. સને ૧૯૧૧, ૧૯૧૨ અને ૧૯૧૩ એ ત્રણે વર્ષો ઉપરથી વાર્ષિક સરેરાસ લઇએ તો કુલે મરણ પ્રમાણ ૧૪૦૦ નું આવે છે, મરકીને લીધે ૧૮૭, ક્ષયથી ૫૨ અને ફેફસાનાં દરદોથી ૩૯૯ આવે છે.

### દર હજારે બાળકોનું જન્મપ્રમાણ.

| | ૧૯૧૩ | ૧૯૧૪ | |
|---|---|---|---|
| જૈન. | ૧૮·૩૭ | ૧૬·૯૧ | આ કોઠો જૈન કોમમાં જન્મોનો ઘટાડો |
| બ્રાહ્મણ. | ૭·૮૮ | ૮·૪૭ | દેખાડે છે; જ્યારે બીજી કોમોમાં વધારો |
| પારસી. | ૨૫·૭૭ | ૨૭·૧૩ | નજરે પડે છે. |
| મુસલમાન. | ૨૦·૯૪ | ૨૦·૮૦ | |

### દરહજારે બાળકોનું મરણપ્રમાણ.

| | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ | |
|---|---|---|---|---|---|
| જૈન. | ૯૫૩·૨ | ૧૨૦૧·૪ | ૭૯૩·૫ | ૮૨૩·૬ | જૈન કોમમાં બાળકોનું |
| બ્રાહ્મણ. | ૬૫૮·૨ | ૬૩૨·૮ | ૬૦૦·૪ | ૫૪૯·૪ | મરણપ્રમાણ ઘણું મોટું |
| પારસી. | ૬૮૬·૨ | ૨૦૬·૨ | ૧૮૮·૧ | ૧૭૩·૬ | અને ભયંકર છે એમ આ |
| મુસલમાન. | ૩૮૮·૦ | ૪૨૬·૬ | ૩૬૯·૫ | ૩૯૧·૦ | કોઠો દેખાડે છે. |

# મુંબઈ શહેરમાં વોર્ડવાર

## ( ઘર અને ઓરડી

| | સ્થળ. ઓરડી | ઓરડીઓની સંખ્યા સાથે ઘરની સંખ્યા. ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ઘરની કુલ સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મુંબઇ શહેર. | ૩૮૦૧ | ૭૨૭ | ૨૦૩ | ૧૪૭ | ૪૪ | ૯૯ | ૫૦૨૧ |
| ૨ | એ. વોર્ડ. | ૨૧૯ | ૫૧ | ૧૭ | ૧૫ | ૪ | ૧૬ | ૩૨૨ |
| ૩ | બી. વોર્ડ. | ૧૦૩૬ | ૯૯ | ૨૪ | ૧૧ | ૨ | ૪ | ૧૧૭૬ |
| ૪ | સી. વોર્ડ. | ૧૬૫૪ | ૨૯૨ | ૮૧ | ૭૬ | ૨૮ | ૪૪ | ૨૧૭૫ |
| ૫ | ડી. વોર્ડ. | ૧૬૬ | ૨૮ | ૧૨ | ૪ | ૬ | ૮ | ૨૨૪ |
| ૬ | ઇ. વોર્ડ. | ૪૩૭ | ૩૫ | ૨૬ | ૨ | ૨ | ૧૦ | ૫૧૨ |
| ૭ | એફ. વોર્ડ. | ૧૪૧ | ૧૨૦ | ૧૩ | ૧૮ | ૨ | ૧૪ | ૩૦૮ |
| ૮ | જી. વોર્ડ. | ૧૪૮ | ૧૦૨ | ૩૦ | ૨૧ | ૦ | ૩ | ૩૦૪ |

ઉપરનો કોઠો જોવાથી સ્પષ્ટ રીતે સમજાય છે કે મુંબઇની કુલ ૧૮૦૫૪ જૈન વસ્તી પ્રમાણ સેંકડે લગભગ ૬૯ ટકા છે, અને તેમાં પણ એકલા બી. વોર્ડનું તેને લગતું પ્રમાણ

# જૈન વસ્તીના કોઠો.

## ઓની સંખ્યા સાથે )

| ઓરડીઓની સંખ્યા સાથે વસ્તી. | | | | | | કુલ જૈન વસ્તી. | ઓરડીઓની સંખ્યા સાથે કુલ વસ્તીનું સેંકડે કેટલા ટકા પ્રમાણ ? | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧૨૫૭૦ | ૨૯૬૯ | ૯૫૮ | ૭૨૦ | ૨૮૭ | ૫૫૦ | ૧૮૦૫૪ | ૬૯.૬૨ | ૧૬.૪૪ | ૫.૩૧ | ૩.૯૯ | ૧.૫૯ | ૩૦.૫ |
| ૫૨૪ | ૨૧૮ | ૭૧ | ૭૦ | ૧૦ | ૩૭ | ૯૩૦ | ૫૬.૩૪ | ૨૩.૪૪ | ૭.૬૩ | ૭.૫૩ | ૧.૦૮ | ૩.૯૮ |
| ૩૩૦૮ | ૩૭૫ | ૧૧૮ | ૪૦ | ૩૧ | ૧૪ | ૩૮૮૬ | ૮૫.૧૨ | ૯.૬૫ | ૩.૦૪ | ૧.૦૩ | .૮૦ | .૩૬ |
| ૫૮૩૨ | ૧૨૫૬ | ૪૬૯ | ૪૦૫ | ૧૯૮ | ૩૪૦ | ૮૫૦૦ | ૬૮.૬૧ | ૧૪.૭૮ | ૫.૫૨ | ૪.૭૬ | ૨.૩૩ | ૪ |
| ૫૬૭ | ૧૧૮ | ૬૯ | ૮ | ૨૯ | ૩૧ | ૮૨૨ | ૬૮.૯૮ | ૧૪.૩૬ | ૮.૩૯ | .૯૭ | ૩.૫૩ | ૩.૭૭ |
| ૧૨૯૪ | ૧૩૮ | ૬૧ | ૧૦ | ૮ | ૪૭ | ૧૬૫૯ | ૮૪.૦૩ | ૮.૩૨ | ૩.૦૮ | .૬૦ | .૫૪ | ૨.૦૩ |
| ૪૧૪ | ૪૭૧ | ૬૦ | ૯૩ | ૧૦ | ૫૭ | ૧૧૦૫ | ૩૭.૪૭ | ૪૨.૬૨ | ૫.૪૩ | ૮.૪૨ | .૯૦ | ૫.૧૬ |
| ૫૩૧ | ૩૯૩ | ૧૧૦ | ૯૪ | ૦ | ૨૪ | ૧૧૫૨ | ૪૬.૦૯ | ૩૪.૧૨ | ૯.૫૫ | ૮.૧૬ | ૦ | ૨.૦૮ |

**માંથી ૧૨૫૭૦ જૈનો માત્ર એક ઓરડીમાં રહે છે. એટલે એક ઓરડીમાં રહેનાર જૈનોનું સેંકડે લગભગ ૮૫ ટકા છે.**

## જૈન તીર્થ સ્થળો અને

# અગત્યના શહેરોની કેટલીક જાણવાજોગ હકીકત.

## મુંબઇ અને ગુજરાત.

**મુંબઇ**:—પાયધુની ઉપર ગોડી પાર્શ્વનાથ, મહાવીરસ્વામી, આદીશ્વરજી, શાન્તિનાથ, નેમનાથ અને ચિન્તામણી પાર્શ્વનાથના મંદિરો છે, લાલબાગમાં એક, તેમજ ઝવેરી બજારમાં ગોડી પાર્શ્વનાથ, તથા મહાવીરસ્વામીના મંદિરો છે, કોટમાં અને કોલાબે એક એક મંદિર છે. માંડવી ઉપર બે (૧. શ્રી અનંતનાથજીનું. ૨. આદીશ્વરજીનું) ભાયખલે મોતીશા-શેઠનું આદીશ્વર ભગવાનનું ભવ્ય મંદિર, તથા વાલ્કેશ્વર ઉપર ત્રણ મંદિરો (૧. શેઠ જીવણલાલ પનાલાલની વાડીનું, ૨. શેઠ અમીચંદ પનાલાલે બંધાવેલું, ૩. ઝવેરી ઝવેરચંદ પ્રતાપચંદે બંધાવેલું) મળી કુલ ૧૭ ની સંખ્યા છે. ઘર દેરાસર ત્રણ છેઃ—૧. ચંપાગલીમાં શેઠ પ્રેમચંદ રાયચંદનું, ૨. ઝવેરી બજારમાં શેઠ માણેકચંદ કપુરચંદનું અને ૩. પ્રીન્સેસ સ્ટ્રીટ, મનહર બીલ્ડીંગમાં સોલીસીટર રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆનું. અગાસી, દાદર, પરેલ, સાંટાક્રુઝ, ઘાટકુપર વિગેરે સ્થાળોએ પણ નાનાં મોટાં મંદિરો છે.

**અમદાવાદ**:—પ્રાચીન જૈનપુરી તરીકે ઓળખાય છે. લગભગ ૧૨૫ ઉપરાંત મંદિરો છે; તેમજ ઘર દેરાસરો પણ ઘણાં છે. બધા મળીને ૩૦૦ ની સંખ્યા થવા જાય છે. મુખ્ય શેઠ હઠીભાઇની વાડીમાં આવેલ દેરાસર બહુજ રમણીય અને જોવાલાયક છે. બહારના યુરોપીઅન મુસાફરો પણ તે જોવાને માટે આવે છે. મુનિરાજ શ્રી રત્નવિજયજીએ બનાવેલ "અમદાવાદ શહેર યાત્રા" નું પુસ્તક યાત્રીઓને બહુ ઉપયોગી છે. અમદાવાદ પાસે આવેલ મહેમદાવાદથી ખેડા તથા માતર જવાય છે. માતર તીર્થસ્થળ છે.

**કાવિ-ગાન્ધાર તીર્થ**:-કાવિ અને ગાન્ધાર એ બે જુદા જુદા કસ્બાઓ છે, પરંતુ તીર્થ કાવિ-ગાન્ધારને નામે ઓળખાય છે. એ ચમત્કારિક તીર્થ છે. અધિષ્ટાયક જાગતા છે. કાવિમાં બે વિશાળ ચૈત્યો અને ગાન્ધારમાં એક ચૈત્ય છે. બન્ને તીર્થો છે. ગાન્ધારમાં એક પુરાણું મંદિર છે. અહીંના એક ખંડેરને વિજયહિરસૂરિનો ઉપાશ્રય કહેવામાં આવે છે. અહીં જૈન વસ્તી હાલ નથી.

**ખંભાત**:—અમદાવાદથી મુંબઇ તરફ આવતાં આણંદ જંકશનથી એક ફાંટો ખંભાત તરફ જાય છે, સ્થંભન પાર્શ્વનાથનું ભવ્ય મંદિર છે. જમીનમાંથી મૂર્તિ પ્રગટ થયેલ હતી. પ્રતિમા ૫૮૬૬૫૦ ઉપરાંત વરસની જુની હોવાનો લેખ છે. કુમારપાળ રાજાનો કરાવેલ જ્ઞાન ભંડાર પણ અત્રે છે. ખંભાતથી વહાણમાં કાવિ-ગાન્ધાર જવાય છે.

**ઝઘડીઆ-ડભોઇ**—પણ તીર્થસ્થળો છે. અંકલેશ્વરથી શરૂ થતી નાંદોદ સ્ટેટ રેલ્વેમાં ઝઘડીઆ સ્ટેશન છે.

**તારંગાજી તીર્થ**—અજીતનાથજીનું મંદિર છે. એના જેટલું ઉંચુ મંદિર બીજું કોઇ નથી. અત્રે અગર તગરની પાટો શિખરમાં લગાડેલી છે. આ મંદિર રાજા કુમારપાળનું બંધાવેલું છે; અને તેની કારીગીરી આગળના શિલ્પશાસ્ત્રની યાદ આપે છે. મૂળનાયકજીની મૂર્તિ પાંચ હાથ ઉંચી છે, જેના મસ્તકે પૂજન કરવા સારૂ સીડી ઉપર ચડવું પડે છે.

**પાનસર તીર્થ**:—અમદાવાદની નજદીક નવું તીર્થસ્થળ છે. એક ખેડુતના ઘરમાંથી પ્રતિમાજી નીકળ્યા હતા, જે બહુજ ચમત્કારિક છે ઘણા જૈનો યાત્રાએ આવે છે અને શાળા બંધાવવાનું કામ ઝવેરી છગનલાલ વહાલચંદ તરફથી તથા દેરાસરનું કામ શેઠ મણીભાઇ ગોકળભાઈ મુળચંદ તરફથી ચાલુ છે.

**પાટણ**—અત્રે ૧૦૦ ઉપરાંત મંદિરો છે, જેમાં મુખ્ય વનરાજ ચાવડાએ બંધાવેલું પંચાસરા પાર્શ્વનાથનું ઘણુ જુનું મંદિર છે. અત્રે ૭ જ્ઞાનભંડારો છે; તેની અંદરના પુસ્તકોનું લીસ્ટ થયું સંભળાય છે.

પાટણ પાસે **ચારૂપનું** પ્રાચીન તીર્થ છે.

**પાલણપુર**—નવ મંદિરો છે. પાલણપુરથી ડીસા જવાય છે. ત્યાંથી આઠ ગાઉ ભીલોડીઆ તીર્થ છે.

**ભરૂચ**—અહીં અનર્ઘ ચૂડામણિ મુનિસુવ્રત સ્વામીનું તીર્થ છે, અશ્વાવબોધ અને શકુનવિહાર તીર્થ પણ આનેજ કહે છે, કારણકે મુનિસુવ્રતસ્વામીએ અહિંજ અશ્વને પ્રતિબોધ આપ્યો હતો. વિશેષ હકીકત '**સુદર્શન ચરિત**' ઉર્ફે '**સમલી વિહાર**' નામના પુસ્તકમાંથી મળી શકશે.

**ભોયણી તીર્થ**:—ઘેલડા સ્ટેશનથી અડધો માઇલ દુર તથા ભોયણીરોડ સ્ટેશનથી ૨॥ માઇલ ભોયણી આવેલું છે, જે **મલ્લીનાથજી** તરીકે ઓળખાય છે. **મલ્લીનાથજીની** મૂર્તિ અને બે પ્રતિમાઓ કેવળ પટેલના ખેતરનો કુવો ખોદતાં સં. ૧૯૩૦ માં નીકળી હતી. સવંત્ ૧૯૪૩ ના મહા શુદ ૧૦ ના દિવસે પ્રતિષ્ટા થઇ હતી. દર પુનમે અમદાવાદ અને વીરમગામ વિગેરે સ્થળેથી ઘણા યાત્રીઓ આવે છે.

**માંડલ**—વીરમગામથી દસાડા થઇ અહીં અવાય છે. દેરાસરો ભવ્ય છે. તેની નજીક **ઉપરીઆળાનું** તીર્થ છે.

**મહેસાણામાં** દશ મંદિરો છે. શ્રી જૈન શ્રેયસ્કર મંડળની ઓફીસ તથા શ્રી યશોવિજયજી જૈન પાઠશાળા શેઠ વેણીચંદ સુરચંદ મારફત ચલાવવામાં આવે છે. અહીં પાંચ બાજુએથી રેલ્વે આવે છે. પાટણથી, ખેરાળુ અને તારંગાજીથી, અમદાવાદથી, આબુરોડ તથા મારવાડ તરફથી અને વીરમગામ તથા કાઠિયાવાડ તરફથી. ખેરાળુ બ્રાન્ચમાં વીસનગર, વડનગર, ખેરાળુ અને વરેઠા થઇને તારંગા પહાડની તળેટીમાં જવાય છે.

**રાધનપુર**—એક પ્રાચીન જૈનપુરી છે. ૨૬ જૈન મંદિરો છે, અને દરેક મોહલ્લાના નામ પણ મંદિર ઉપરથી આપેલા છે શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ અને કલ્યાણ પાર્શ્વનાથના મંદિરો બહુજ રમણીય અને ભવ્ય છે. અન્ય મુસાફરો પણ તે જોવાને માટે આવે છે.

રાધનપુરની આજુબાજુ વઢીઆરમાં પણ પણ ઘણે સ્થળે મંદિરો છે.

**વડનગર**—વીસનગર-ભવ્ય જૈન મંદિરો છે. એમ કહેવાય છે કે સિદ્ધગિરિની તળેટી પહેલાં આ સ્થળે હતી અને તેની નિશાનીઓ હજી મોજુદ છે.

**વડોદરામાં** લગભગ ૨૦ મંદિરો છે. ત્યાંથી નજદિક જંબુસરમાં પણ મંદિરો છે.

**સંખેશ્વર તીર્થ**:—સંખેશ્વર રાધનપુરના નવાબનું એક નાનું ગામ છે, પરંતુ તીર્થ તરીકે પ્રખ્યાત છે. મહોટું ભમતીસહિત **શ્રી સંખેશ્વર પાર્શ્વનાથનું** આલીશાન મંદિર છે. બિંબ સવા બે હાથ ઉંચુ, ગઇ ચોવીસીમાં નવમા તીર્થંકરના શાસનમાં અષાઢી શ્રાવકે ભરાવેલું છે તેની નજીક સમી તથા મુજપરમાં પણ દેરાસર છે.

**સિદ્ધપુર**—ઉંઝા-સિદ્ધપુરમાં મંદિરો છે સિદ્ધપુરથી પાંચ કોશ શ્રીરૂષભદેવ તીર્થ છે.

**સુરતઃ**—લગભગ ૫૦ મંદિરો છે, જેમાં મુખ્ય શાહપુર, વડા ચૌટા, નાણાવટ, નહાનપુરા, દેશાઇ પોળ, ગોપીપુરા, સગરામપુરા, છાપરીઆ શેરી, અઠીપુરા, નવાપુરા વિગેરે ઠેકાણે છે. લાઇન્સમાં એક તથા કતારગામ અને ડુમસમાં એક એક મંદિર છે. સુરતથી તાપ્તીવૅલી રેલ્વે શરૂ થઇ ખાનદેશ તરફ જાય છે.

## ( ૨ ) કાઠિયાવાડ.

**અજારા પાર્શ્વનાથ તીર્થ**:—ઉના અને દેલવાડા ગામની સમીપમાં આ તીર્થ આવેલું છે. અજારા પાર્શ્વનાથ પ્રગટ થયાના સમયને સાડાબાર લાખ વર્ષ થયાનું તેમની ઉત્પત્તિ સંબંધના સ્તવનમાં જણાવેલું છે, અને હીરસૌભાગ્ય કાવ્યથી ટેકો મળે છે. આ પ્રતિમાજીની ઉત્પત્તિ ઘણી ચમતકારી છે. તે બિંબ કોઇના ભરાવેલા નથી, પરંતુ સાક્ષાત્ શાસન દેવતાએ હાજર થઈ સાગર નામના શ્રેષ્ઠીને તેના કેટલાએક મનોરથ પુરા પાડવા પ્રગટ કરેલ હતા.

જગદ્ગુરૂ હીરવિજયસૂરિનુ છેલું ચાતુર્માસ અત્રે થયું હતું. તેઓ અત્રે કાળધર્મ પામ્યા હતા; અને જે જગ્યાએ અગ્નિસંસ્કાર કરેલો ત્યાં અનેક ચમતકાર થયા છે. આ તીર્થ માટે વિશેષ માહીતી મેળવવી હોય તો જગદ્ગુરૂ હીરસૂરીશ્વર પુસ્તકાલયના સેક્રેટરી રા૦ મોરારજી રઘુભાઇ વકીલને ઉને લખવું. દીવ બેટ પણ પ્રાચીન તીર્થ રૂપ છે.

**ગિરનાર તીર્થ**:—જુનાગઢથી પૂર્વમાં આશરે બે ગાઉ ઉપર ગિરનાર પહાડની તળેટી આવે છે. પહાડ ઉપર ચઢવા અગાઉ યાત્રીઓને એક આનો ભરવો પડે છે. ગિરનારનું બીજુ નામ **ઉજજયંત** અથવા **રૈવતાચળ** છે. તીર્થંકર **નેમનાથ** ભગવાને આ પહાડ ઉપર મોક્ષ

મેળવ્યો હતો. તલાટીથી લગભગ ત્રણેક માઇલ ઉપર પહેલી ટુંક **નેમનાથ ભગવાનની છે.** અત્રે ઘણા શિલાલેખો છે. બધી મળીને સાત ટુંકો છે એમ કહેવાય છે; પરંતુ છેલ્લી બે ટુંકો ક્યાં છે તે માલુમ પડતું નથી

રાજીમતીની ગુફા, અંબાજી, સહેસાવન, ભગવાનની દિક્ષા સ્થાપના, પાંચમી ટુંક ઉપર ભગવાનની મોક્ષ વખતની ચરણ સ્થાપના, ચિત્રાવેલ વિગેરે છે. **કુમારપાળ રાજા** તેમજ **વસ્તુપાળ તેજપાળ** અને **સંપ્રતિરાજાના** બંધાવેલા પ્રાચીન મંદિરો બહુજ ધ્યાન ખેંચે છે; અને જૈનો શિલ્પશાસ્ત્ર ઉપર કેટલું ધ્યાન આપતા હતા તે પ્રત્યક્ષ જણાય છે.

બીજી ટુંકથી **સહેસાવન** કે જે **નેમનાથ ભગવાનની** દિક્ષા કલ્યાણકની જગ્યા છે તેમાં જવાનો રસ્તો આવે છે, અને ત્યાંથી પણ તળેટી જવાય છે. સહેસાવનમાં પાદુકા પધરાવી છત્રી બનવામાં આવેલી છે.

તલાટીથી પાંચમી ટુંકનો રસ્તો છ માઇલ હોવાથી જતા આવતાના ૧૨ માઇલ થાય છે, એટલે યાત્રી સવારમાં ઉપર ચઢવા માંડે તો સાંજે ખુશીથી નીચે આવી શકે. કેટલાક યાત્રીઓ રાત ઉપર પસાર કરે છે, તે પસંદ કરવા યોગ્ય નથી.

વહીવટ **શેઠ દેવચંદ લખમોચંદના** નામથી **શેઠ આણંદજી કલ્યાણજીની** પેઢી મારફતે ચલાવવામાં આવે છે.

**ઘોઘાઃ—નવખંડા પાર્શ્વનાથજીનું** મંદિર છે. પ્રતિમા સ્યામ રંગની બે હાથ મોટી અને પ્રકાશિત તેજનો ભંડાર છે. આ ઉપરાંત બીજાં બે દેરાસર અહીં છે.

**જામનગરઃ**—અત્રે ૯ મંદિર છે, જેમાં ચોરીવાળું મંદિર વધારે રમણીય અને મોટુ છે. ગામ બહાર બે દેરાસર છે તે પણ ભવ્ય છે.

જામનગરથી બેડી બંદર અને ત્યાંથી દરિયામાર્ગે તુણાબંદર ઉતરી ત્યાંથી બળદ ગાડીમાં ભદ્રેશ્વરતીર્થ જવાય છે. મોરબીથી વવાણીએ થઇને પણ કચ્છમાં જવાય છે.

**જુનાગઢઃ**—શહેરમાં બે મંદિર છે. "**વિવિધ તીર્થકલ્પ**" માં લખ્યું છે કે અત્રે **રાજા જયસિંહ દેવે** ખેંગાર રાયને હરાવી પોતાની સત્તા બેસાડી હતી, અને સંવત્ ૧૧૮૫માં **નેમનાથ ભગવાનનું** મંદિર બનાવ્યું કે જે મોજુદ છે.

**તલાજાઃ—તાલધ્વજગિરિ તીર્થ** છે તાલધ્વજ નામની શ્રી શત્રુંજયની ટેકરી ઉપર એક ભવ્ય ટુંક છે અને બીજી ચોમુખજીની ટેકરી છે. પહાડ ઉપર રમણીય મંદિરો છે. ગામમાં એક મંદિર છે. અહીંથી ૬ ગાઉ દૂર દાઠામાં એક મંદિર છે.

ધોળા જંકશનથી રેલ રસ્તે ચીતલ ને જેતપુરમાં મંદિરો છે, જ્યાં થઇને જુનાગઢ જવાય છે. લાઠી અને ચીતલ નજદીક **અમરેલી** તથા **કુંડલામાં** પણ મંદિરો છે.

**ધોરાજી, માંગરોળ, પોરબંદર અને દ્વારિકામાં** પણ મંદિરો છે

**ભાવનગરઃ**—શહેરમાં ત્રણ દેરાસરો છે, અને દાદા સાહેબમાં એક ભવ્ય મંદિર છે. ઘર દેરાસર ત્રણ છે.

**મહુવાઃ**—દાઠાથી આઠ ગાઉ દૂર છે. **મોતીશાહ શેઠનું** બંધાવેલ ભવ્ય મંદિર છે. **મહાવીરસ્વામી મૂળનાયક** છે, જે પ્રતિમા **જીવીતસ્વામીના** નામથી ઓળખાય છે. નજદીકમાં **કંકેતપર** કરીને એક ખંડીએર છે, જે અગાઉ **કંકાવતી** નગરી તરીકે ઓળખાતું હતુ.

**પંચતીર્થ** કરીને પાલીતાણે પાછા ફરતાં રસ્તામાં **ખુંટવડા** આવે છે. જ્યાં એક સુંદર મંદિર છે.

**પાલીતાણા–વીરમગામ, વઢવાણ, જંકશન અને શહેર, લીંબડી, ચુડા, બોટાદ** વિગેરે સ્થળે મંદિરો છે. પછી **સીહોર** જ્યાં એક મંદિર છે, ત્યાં થઇને **પાલીતાણા** અવાય છે. **પાલીતાણા** શહેરમાં આઠ દેરાસરો છે અને શત્રુંજયતીર્થને લીધે તે પ્રખ્યાત છે. વરતેજમાં પણ એક સુંદર દેરાસર છે.

**રાજકોટઃ**—વાંકાનેર-મોરબીમાં પણ દેરાસરો છે.

**વળા** યાને **વલ્લભીપુર** એ પુરાણી નગરી છે, જ્યાં ચરમ તીર્થંકર **મહાવીર સ્વામીના** નિર્વાણથી ૯૮૦ વર્ષ પછી **દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ** મહારાજે તાડપત્ર ઉપર જૈન આગમો લખ્યા હતા; ઉપરોક્ત મહારાજની અત્રે મૂર્તિ છે તેમજ એક મંદિર છે. ધોળાથી પગરસ્તે વળા જવાય છે. માર્ગમાં ઉમરાળામાં પણ દેરાસર છે.

**વંથલી**—થોડો વખત થયા એક ભવ્ય પ્રતિમા નીકળ્યા છે, જેને ત્યાં મંદિર કરી પધરાવેલ છે. એક નવીન મદિર **શેઠ દેવકરણ મુળજી** તરફથી મોટા ખરચે બંધાવવામાં આવ્યું છે.

**વેરાવળ** અને **સોમનાથપાટણ**—વેરાવળમાં બે ત્રણ મંદિરો છે, ત્યાંથી **પ્રભાસપાટણ** જવાય છે, જ્યાં ચાર મંદિર છે. આ શશિભૂષણ ચંદ્રપ્રભુજીનું તીર્થ છે. આગળ **ઉનામાં** કુમારપાળના બંધાવેલ મંદિર છે.

**શ્રી શત્રુંજય તીર્થ**—આ તીર્થનો ઇતિહાસ **ભદ્રબાહુ, વજ્રસ્વામી** તથા **પાદલિપ્તાચાર્યે** લખ્યો હતો; પરંતુ તે હમણાં નષ્ટ થયો છે. **આચાર્ય ધનેશ્વરસૂરિ કૃત "શત્રુંજય માહાત્મ્ય"** નામનું મોટું પુસ્તક છે, જે વાંચવાથી મનને આહ્‌લાદ થાય છે; અત્રે તેનું વર્ણન પાંચ દસ લીટીમાં થઇ શકે તેન નથી. સર્વે તીર્થોનાં શ્રી **શત્રુંજય** મહોટું તીર્થ છે અને તેથી કોઇકજ જૈન અજાણ્યો હશે. પાંચમા આરાને અંતે તમામ તીર્થો નષ્ટ થાશે,

તે વખતે પણ આ તીર્થનું **રિખભકુટ** શિખર આબાદ રહેશે. આ તીર્થના ૧૦૮ નામો છે. આખો પહાડ મંદિરોથી ભરપુર છે. રાયણપગલાં, મૂળ પ્રભુ આદીશ્વરજીનું ભવ્ય મંદિર અને ટુંક, પુંડરીક ગણધરનું મંદિર, ઉલ્લખાજોડ, ચિલ્લનતળાવડી, નેમનાથજીની ચોરી, ચક્રેશ્વરીનું સ્થાન, સુરજકુંડ, ઘેટીની પાગ, સિદ્ધવડ, શેત્રુંજી નદી વિગેરે જોવા લાયક છે, તેમજ ૧. વિમળવસી, ૨. ખરતરવસી ૩. છીપાવસી ૪. સાકરવસી ૫ હેમાવસી ૬. નંદીશ્વરદ્વીપ ૭. પ્રેમાવસી ૮. બાલાવસી ને ૯ મોતીવસી આ પ્રમાણે નવ ટુંકો છે સાકરવસી તે સાકરચંદ પ્રેમચંદની ટુંક. હેમાવસી તે હેમાભાઇ શેઠની ટુંક. પ્રેમાવસી તે પ્રેમચંદ મોદીની ટુંક. બાલાવસી તે બાલાભાઈ શેઠની ટુંક. વિમળવસી તે મોટી ટુંક. મોતીવસી તે મોતીશા શેઠે બંધાવેલી. વૈશાખ વદ ૬) ને દિવસે સિદ્ધાચળજી આદીશ્વરજીની વર્ષગાંઠ છે.

**પાલીતાણામાં** યાત્રાળુઓ માટે સંખ્યાબંધ ધર્મશાળાઓ છે, પરંતુ અજાણ્યા માણસોને ઉતારા માટે મુશ્કેલી ભોગવવી પડે છે, એટલે સુવ્યવસ્થા થવાની જરૂર છે. શેઠ **તલકચંદ માણેકચંદની** ફ્રી લાયબ્રેરી, વીરબાઇ લાઇબ્રેરી ઉપરાંત બીજી એક બે લાઇબ્રેરીઓ પણ છે.

આ તીર્થનો વહીવટ **શેઠ આણંદજી કલ્યાણજીની** પેઢી કરે છે, જેની શાખા પાલીતાણામાં છે, અને હેડ ઓફીસ અમદાવાદમાં છે. આખા હિન્દુસ્તાનના જૈનોના પ્રતિનિધિઓની બનેલી કમીટી મારફતે વહીવટ ચલાવવામાં આવે છે, અને તેના ધારા ધોરણ પણ બંધાયેલા છે.

સિદ્ધાચલજીની યાત્રા કર્યા બાદ **પંચતીર્થ** કરવાજ. ભાવનગર, ઘોઘા, તલાજા, દાઠા અને મહુવા એ પાંચ સ્થળે યાત્રીઓ જાય છે.

## ( ૩ ) કચ્છ.

**ભદ્રેશ્વર તીર્થ**:—જામનગરથી બેડી બંદર થઇને તુણા બંદરે ઉતરી પગ રસ્તે જતાં આ તીર્થ આવેછે. બાવન જીનાલય યુક્ત મ્હોટું શિખરબંધ **મહાવીર સ્વામીનું** મંદિર છે, તેના વહીવટ શેઠ વર્ધમાન કલ્યાણજીની પેઢી ચલાવે છે. વર્ષમાં બે વખત મેળો ભરાય છે.

**માંડવી**--કચ્છનું મ્હોટું શહેર છે. અત્રે પાંચ મંદિરો છે.

**ધૃતકલ્લોલ તીર્થ**—આ જુનું તીર્થ છે અને **ધૃતકલ્લોલ પાર્શ્વનાથજીનું** ભવ્ય મંદિર છે. ગામ સુથરી છે. તે કોઠારાથી ચાર ગાઉ દૂર છે. કચ્છમાં પ્રખ્યાત શહેર **ભુજ**, **મુદ્રા** અને **અંજાર** છે, તથા સુથરી, **કોઠારા**, **નળીયા**, **તેરા**, **જખૌ** અને **કોડાય** કસ્બા છે; તે દરેક સ્થળે મંદિરો છે. કચ્છમાં જીવોની હત્યા ઘણી ઓછી થાય છે.

## ( ૪ ) રાજપુતાના (મેવાડ-મારવાડ સાથે).

**અજમેર**:—લાખણ કોટીમાં બે મંદિરો છે. મારવાડ જંકશનથી અજમેર જવાય છે. રસ્તામાં **બ્યાવર** આવે છે. તેમાં પણ મંદિરો છે.

**આબુજી તીર્થ**—આબુરોડ (ખરેડી) સ્ટેશનથી અઢાર માઇલ પાકી સડક મારફત ડુંગરપર દેલવાડે જવાય છે. દેલવાડામાં સૌથી **જુનું** મંદિર **શેઠ વીમળશાહનું** સંવત્ **૧૦૮૮** માં બંધાવેલું છે. મંદિરો તદન આરસના **છે** અને અચલગઢનાં શિખર ઉપર આવેલ મંદિરમાં **૧૪૪૪ મણ** સોનાની ચાર પ્રતિમાજી છે. બીજી દશ પ્રતિમાઓ પણ સોનાની છે. મંદિરો વિમળશાહ **અને** વસ્તુપાળનાં બંધાવેલા છે. જેના ઉપર **અબ્જોનું** ખરચ **થયું છે. કર્નલ ટોડે** તેના ઉપરના અગત્યના લેખોનાં ભાષાન્તર કર્યા છે. જંગી વડના ઝાડ જેવડા **ચંપાના** ઝાડો છે. **ભર્તૃહરીની ગુફા**, **શ્રાવણ ભાદરવો** તળાવ, **અર્બુદા ભવાની, રસીઓ વાલમ, ચંપકવન,** નખી તળાવ આદિ જોવા લાયક છે.

આબુના દેવળો જેવી કારીગરી હિંદુસ્થાનમાં બીજે કોઇ **પણ** સ્થળે જોવામાં **આવતી** નથી. આબુ રોડથી રેલ રસ્તે **કીરવલી**, ભીમાના, રોહીડા અને બનાસ થઇ **પીંડવાડા** જવાયછે.

**ઉદેપુર**—અત્રે ૩૫ થી ૪૦ મંદિરો છે. ત્યાંથી દોઢ ગાઉ દૂર આઘાટપુર કસ્બો છે. જ્યાં શ્રી જગચ્ચંદ્રસૂરિને તે મહા તપસ્વી હોઈ 'તપા' બીરૂદ મળ્યુ હતું અને તેમનાથી તપાગચ્છ સ્થપાયો છે. આઘાટપુરમાં ચાર મંદિરો છે.

**ઓશીયા નગરી**:—જોધપુરથી એક ગાઉ દૂર છે. અહીં ઓસવાળોની ઉત્પત્તિ થઇ. તે પ્રાચીન તીર્થ છે. ઓશીઆ માતાનું સ્થાન છે. **શ્રી મહાવીરસ્વામીનું** દેહરૂં સંવત ૧૦૩૩ માં સમરાવેલું છે. પ્રતિમા વેળુની લેપવાળી પધરાવેલ છે.

**કુંભારીઆ તીર્થ**—આબુરોડ અથવા ખરેડીથી ૧૨ કોસ પહાડ ઉપર આ તીર્થ છે. કુંભારીઆનું બીજું નામ **આરાસુર** છે. **અત્રે** પાંચ મોટા મંદિરો છે. મોટું મંદિર **નેમનાથજીનું** છે. મહાવીરસ્વામી, **શાન્તિનાથ**, ગોડીપાર્શ્વનાથ **અને** સંભવનાથજીના બીજા મંદિરો છે. રોહ સ્ટેશનથી **પણ અત્રે અવાય છે.**

આબુ એક મશહુર પહાડ **છે**. ગુજરાતમાં હવા ખાવાનું સ્થળ છે. આ પહાડ ઊપર ૧૫ ગામડા છે. તેમાં **દેલવાડા, ઓરીયા** અને **અચલગઢ** ઉપરજ મંદિરો છે.

**ચિતો**ડગઢ—અજમેર રેલનો એક ફાંટો ચિતોડગઢ તરફ જાય છે. પર્વત ઉપર સુંદર મંદિરો છે.

**જયપુર**:—ચાર પાંચ મંદિરો છે. રસ્તા બહુજ પહોળા અને ઘરો એક સરખી બાંધણીના છે. **અલવારમાં** પણ મંદિરો છે.

**જોધપુર**:—ધાનમંડી, કોલમંડી, ગુંદી, શીંગીયા ચોક, દફતરી વાસ, નાગોરી દરવાજા વિગેરે વિગેરે સ્થળે મળીને નવ મંદિરો છે. ૧૬ ગાઉ દુર ઓશીયા નગરી છે. રસ્તો બહુજ રેતાળ છે. રેલવે થઇ છે. ત્યાંથી પાછા જોધપુર રેલમાં આવી શકાય છે.

**જેસલમેરઃ**--ઘણા મંદિરો તથા જુનો જ્ઞાનભંડાર છે. અહીંથી ત્રણ ગાઉ છેટે લોદ્રવાનું તીર્થ છે. પગરસ્તોજ છે.

**નાગોરઃ**--૫ મંદિરો છે. **નાડોલાઃ**--અત્ર સાત મંદિર છે. **નાડલાઇ.**--૧૧ મંદિરો છે. **ઘાણેરાવઃ**—૧૦ મંદિરો છે. એ ત્રણ સાથે શ્રીરાણકપુરજી તથા શ્રી વરકાણાજી મળીને નાની **પંચતીર્થી** કહેવાય છે. આ પંચતીર્થી આસપાસ સંખ્યાબંધ દેરાસર છે.

**પાલીઃ**—લુણી જંકશનથી આગળ જતાં પાલી અવાય છે. નવલખા પાર્શ્વ-નાથજીનું મુખ્ય મંદિર છે, તેમજ બીજાં આઠ મંદિરો છે. અહીં એક સારો જ્ઞાનભંડાર પણ છે. ત્યાંથી કેરલા, રોહાન અને લુણી થઇને **જોધપુર** જવાય છે.

**કેશરીયાજી તીર્થ**--ઉદેપુર સ્ટેશનથી પચીસ ગાઉ દૂર આ પ્રાચીન ચમત્કારિક તીર્થ આવેલું છે. સર્વે વર્ણ પુજે છે. હજારો મણ કેસર ચડે છે. રાજાજીએ ગામો આપ્યા છે. તીર્થપતિ રૂષભદેવજી છે. આ તીર્થને ધુલેવા ગામ ઉપરથી ધુલેવાજી પણ કહે છે.

**ફલોધી તીર્થઃ**—સંવત્ ૧૨૨૧ માં પ્રાસાદ કરાવી **ધર્મઘોષસુરી** પાસે પ્રતિષ્ઠા કરાવી હતી. પ્રતિમાજી રંગે શ્યામ, ૨॥ હાથ ઉંચા છે. **ધુંધળકુમારને** સ્વપ્નું આવેલ તે આ-ધારે એક ઝાડ નીચેથી આ પાર્શ્વનાથની પ્રતિમા નીકળેલ અને ફલોધીમાં હોવાથી " ફળવધી પાર્શ્વનાથ " રાખવામાં આવ્યું. આપણી મહાન કોન્ફરન્સ દેવીની જન્મભૂમિ છે.

**બંભણવાડા તીર્થ**—પીંડવાડાથી ચાર ગાઉ દૂર આ તીર્થ આવેલું છે. વેળુની **મહા-વીરસ્વામી** ની પ્રતિમા છે. ઘુમટીમાં ચરણ સ્થાપના છે. એ જગ્યાએ ભગવાનના ખરક નામના વૈદ્યે કાનમાંથી ખીલા કાઢયા હતા તે વખતની ભગવાનની બુમથી પથર ફાટી ગયો છે, એવી વાત ત્યાંનાં લોકો કહે છે.

બંભણવાડાથી બે ગાઉ દુર **નાદીઆ** ગામ છે, ત્યાં મહાવીર સ્વામીનું મંદિર છે. અહીં મહાવીરસ્વામીને ચંડકોસીયા નાગનો ઉપસર્ગ થયો કહેવાય છે. **લોટાણા, અંજારીઆ** અને **શીરોહી**માં મંદિરો છે.

**બીકાનેર**—૩૦ મંદિરો છે.

**મેરતા**—ફલોધીથી ત્રણ ગાઉ મેરતા રોડ સ્ટેશન છે. ૧૪ મંદિરો તથા પુસ્તકભંડાર છે. અહીં એક જીર્ણ સ્થળ શહેર બહાર છે. તેને **આનંદઘનજી**નો ઉપાશ્રય કહેવામાં આવે છે.

**રાણકપુરજી**--સાદરીથી અહીં અવાય છે. ધરણાશાહ શેઠે રૂ. ૯૯,૦૦,૦૦૦) ખરચીને " ત્રૈલોક્યદીપક " મંદિર બંધાવ્યું છે. અંદર ચારે દરવાજા તરફ એક એક મોટો અને નાનો રંગમંડપ તથા ચાર ખુણામાં ચાર ચાર મળીને કુલે ચોવીશ રંગમંડપો છે. અંદર છત, થાંભલા, મેરાબ અને મંડપોમાં તાજુબી ભરેલી કારીગરી કરેલી છે. મંદિરમાં ઉપર ત્રણ મજલા સુધી ચૌમુખજી પધરાવેલા છે, અને " નલિની ગુલ્મ" વિમાનના આકારનું બનાવેલું છે. આ દેરાસ-

રમાં ૮૪ ભોંયરા છે, જેમાંથી ફક્ત સાત ખોલવામાં આવે છે. તેની અંદર બહુ મોટી સંખ્યામાં પ્રતિમાઓ છે. ધરણાશાહ શેઠના કુટુંબીઓ (જે હાલ ઘાણેરાવ-સાદડીમાં રહે છે) દરવરસે, ચૈત્ર વદી ૧૦ ના દિવસે મેળો ભરાય ત્યારે ધ્વજારોપણ કરે છે. અને આંગી પૂજા ભણાવે છે. અહીંથી પાછા રાણી સ્ટેશને આવી આગગાડીમાં જાખાલી, સોમેસર વિગેર થઈને **મારવાડ** જંકશનથી પાલી જવાય છે.

**વરકાણાઃ**—બાવન જીનાલયનું મંદિર છે. વરકાણા પાર્શ્વનાથનું મંદિર નકશીથી ભરપુર નવ ચોકીના રંગમંડપવાળું છે.

**શીરોહીઃ**—અત્રે એક પાયા ઉપર **૧૨** મંદિરો ઘણા મોટા આવેલા છે. આસરે વસ્તી ૧૫૮૦. આસપાસમાં બાલદા, વીરવાડા, સાણવાડા ગોઇલી, પાડીવ, કાલંદ્રી, પાલડી વિગેરે દરેક ગામોમાં જુના મંદિરો છે. પાછા બંભણવાડે થઇ રેલ રસ્તે કેશવગંજ, નાણા, મોરી-બેરા, એરણપુરા, સંદેરાવ અને ફાલના થઇને પંચતીર્થી કરવાને રાણી સ્ટેશને ઉતરવું.

**સાદરીઃ**—અહીં ૧૧ મંદિરો છે. અત્રેથી દોઢ ગાઉ દુર મુછાળા **મહાવીરસ્વામી**નું મંદિર છે. સદરહુ **સાદરી** શહેરમાં ચિન્તામણી પાર્શ્વનાથનું મંદિર છે. ત્યાંથી ત્રણ ગાઉ દુર **રાણુકપુરજી** છે, જ્યાંનો રસ્તો વિકટ હોવાથી ચોકીવાળાને સાથે લઇ જવો પડે છે.

**સુજાનગઢમાં**—હાલ ભવ્ય દેરાસર બંધાયું છે.

**સાચોરઃ**—મારવાડ જંકશનથી જોધપુર જીલ્લામાં લુણી જંકશને થઇ ગઢસવારા સ્ટેશને ઉતરી ઉંટની સ્વારી મારફત સોળ કોશ સાચોર અવાય છે. અહીં શ્રી વીરપ્રભુની ભવ્ય પ્રતિમા છે.

નાણા (નાના) સ્ટેશને થઇ નાણે, બેડે, નાંદીએ જવાય છે. ત્યાં દરેક સ્થળે જીવિતસ્વામી છે. ત્યાંથી **મારવાડ જંકશન** જવાય છે.

શ્રીમાળ પત્તન (ભીનમાળ) માં શ્રી વીરપ્રભુનું તીર્થ છે. વાલેતરા સ્ટેશનની પાસે નાથાડા પાર્શ્વનાથજીનું તીર્થ છે.

**ઝાલોરગઢ**—વાલેતરાથી ૩૬ માઇલ છે. કુમારપાળ રાજાના ત્રણ દેરાસર ગઢ ઉપર છે.

## ૫. અપર ઇન્ડિયા (સંયુકત પ્રાંતો, બંગાળા સાથે.)

**અયોધ્યાઃ**—રૂષભદેવનો જન્મ તથા બીજા બે કલ્યાણક; અભિનંદન, સુમતિનાથ અને અનંતનાથજીના પણ ચ્યવન, જન્મ વિગેરે ચાર ચાર કલ્યાણક અત્રે થયા છે. કટરા મોહલ્લામાં **અજીતનાથ** મહારાજનું એક મંદિર છે. તેનાં પ્રાચીન નામ વિનીતા અને કોસળા છે. સરયુ નદીને કીનારે આવેલ છે. પુરાતન જૈન તીર્થ છે.

**અજીમગંજ** (મુર્શીદાબાદ):—અત્રે ૧૭ મંદિર છે. જગતશેઠનું બંધાવેલ કસોટીના પાષાણનું મંદિર અત્યારે વીરાન થયેલું કોઇ દેવની મૂર્તિસહિત જોવામાં આવે છે. જગતશેઠ અત્રેના રહીશ હતા. તેઓના વંશજો હજી મોજુદ છે. તેમના ઘરમાં રત્નની પ્રતિમા છે.

**અલ્હાબાદ** ( પ્રયાગ ):—આ તીર્થ હાલ વિચ્છેદ ગયું છે.

**આગ્રાઃ**—નવ મંદિરો છે. જ્યારે સૂરિ હીરવિજયજી અત્રે પધાર્યા તે વખતે જૈનધર્મનો ફેલાવો ઘણો થયો હતો.

**કમ્પિલપુર તીર્થ**:—અત્રે વિમળનાથજીનો જન્મ તથા ચાર કલ્યાણુક, દશમા હરિષેણ અને બારમા બ્રહ્મદત્ત ચક્રવર્તી અત્રે થયા હતા. મહાવીરનિર્વાણ પછી ૨૨૦ વરસે ચોથા નિન્હવ અશ્વમિત્ર અત્રે આવીને સુધર્યા હતા. લખનૌવાળા બાબુ છોટાલાલે વિમળનાથજીનું મંદિર અત્રે બંધાવેલું છે. કાયમગંજ સ્ટેશનથી ત્રણગાઉ છેટે આ તીર્થ આવેલું છે.

**કલકત્તાઃ**—હિંદુસ્તાનનું એક મોટું શહેર છે. બ્હોળા વેપારવાળું પાટનગર હતું; પરંતુ શહેનશાહ પંચમ જ્યોર્જે અત્રે આવી દીલ્હીને સને ૧૯૧૧ માં પાટનગર બનાવ્યું. અત્રે નવ મંદિર છે. રાય બદ્રિદાસના બગીચામાં જે મંદિર છે તે બહુજ રમણીય અને આકર્ષક બનાવવામાં આવેલ છે.

**કાકંદીતીથ**—લખીસરાય સ્ટેશનથી સાતકોશ ઉપર આ તીર્થ છે. અત્રે પાર્શ્વનાથનું સવત્ ૧૫૦૪ માં બંધાવેલું એક મંદિર છે. શ્રી સુવિધિનાથનો જન્મ અને બીજા ત્રણ કલ્યાણુક અહીં થયા હતા. ધન્ના કાકંદી અત્રે થયા હતા.

**કિંગઢ તીર્થ**:—કોટ કાંગડાના નામથી હાલ ઓલખાય છે. પાવાપુરીથી ત્રણ ગાઉ છે. શ્રીરૂષભદેવજીની મૂર્તિ છે.

**કુંડલપુરઃ**—કાનપુરથી અલ્હાબાદ જતાં રસ્તામાં ભરવારી સ્ટેશન આવે છે ત્યાંથી આઠ ગાઉ દૂર આવેલ છે.

**કૌશામ્બીનગરીઃ**—હાલ એ પપોસાના નામથી ઓળખાય છે. પદ્મપ્રભુજીની જન્મભૂમિ. ધવળશેઠ અહીંનાજ રહીશ હતા. શ્રી મહાવીરસ્વામીને ચંદનબાળાએ છમાસી તપનું પારણું અત્રે કરાવ્યું હતું. આ તીર્થ વિચ્છેદ ગયું છે.

**કાનપુરઃ**—મહેશરી મહોલ્લામાં એક મંદિર છે, જે જોવાલાયક છે.

**ગુણાયાજીઃ**—(ગુણુશીલોદ્યાન) મહાવીરસ્વામીનું મંદિર છે.

**ચંપાનગરી તીર્થ**:—વાસુપૂજ્યસ્વામીનો જન્મ તથા બીજા ચાર કલ્યાણુક અત્રે થયા હતા, અને શય્યંભવસૂરિએ દશવૈકાલીકસૂત્ર અત્રે રચ્યું હતું. અત્રે બે મંદિર છે. સતી

સુભદ્રાએ ખોલેલા ત્રણ દરવાજા જમીનમાં ભોયરા જેવા અત્રે મોજુદ છે. ભાગલપુર સ્ટેશનની પાસે આ તીર્થ આવેલું છે.

**ચંદ્રાવતી તીર્થ**:—શ્રી ચંદ્રપ્રભુજીના જન્મ તથા પ્રથમના ચાર કલ્યાણક ગંગા કીનારે ટેકરી ઉપર ચંદ્રપ્રભુજીનું ખુબસુરત મંદિર છે.

**દીલ્હી**:—નોંઘરા મોહલામાં, ચેલપુરીમાં અને ચીડાખાનામાં મંદિરો છે. ચાર ગાઉ દુર દાદાજીની છત્રી આવેલી છે. હાલ તે હિંદુસ્તાનનું પાટનગર છે.

**પાટલીપુત્ર** ( પટના ):—અત્રે પાર્શ્વનાથના બે મંદિર છે. તેમાં પણ એક મંદિરમાં જીર્ણોદ્ધારની જરૂર છે. સ્થુલભદ્ર તથા કોશ્યાનું સ્થાન. આર્યસુહસ્તીજી અને વજ્રસ્વામીએ અત્રે પધારી જૈનધર્મની ઘણી ઉન્નતિ કરી હતી. કહે છે કે અત્રે ૮૪ વાદશાળાઓ હતી. શ્વેતામ્બર વાચક ઉમાસ્વાતીજી પાટલીપુત્રના રહીશ હતા. તેમણે તત્ત્વાર્થાધિગમસૂત્ર રચેલું છે. પટનાથી પશ્ચિમ દિશામાં સ્થુલભદ્રના પગલાની છત્રી છે, તથા પાસે સુદર્શન શેઠને શુલીનું સિંહાસન થયું તે સ્થળ છે.

**પાવાપુરી**:—ગુણાવાથી પાંચ ગાઉ દૂર આવેલ છે, મહાવીરસ્વામીની નિર્વાણભૂમિ, ક્ષત્રીયકુંડ નગરના રાજા નંદીવર્ધને અત્રે કમળસરોવરમાં એક દેવાલય બંધાવ્યું હતું, જે મોજુદ છે. બીજા ત્રણ મંદિરો છે.

**બર્દ્દવાન**:—કલકત્તાથી ૫૭ માઇલ દુર મુખ્ય શહેર વર્ધમાન કે જેને હમણા બર્દ્દવાનના નામથી લોકો ઓળખે છે. કલ્પસૂત્રમાં મહાવીરસ્વામીની અંતરવાચનાનું વર્ણન છે ત્યાં લખ્યું છે કે "મોરક સંન્નિવેશથી મહાવીરે અત્રે પધારી કાયોત્સર્ગધ્યાન લગાવ્યું તે વખતે શૂલપાણી યક્ષે મ્હોટા ઉપસર્ગો કર્યા હતા; પરંતુ મહાવીરસ્વામી જરા પણ ડગ્યા નહીં, અગાઉ શ્રાવકોની વસ્તી તથા મંદિર વિગેરે હતું; પરંતુ અત્યારે તેમાં કોઈ નથી. માત્ર ક્ષેત્ર ફરસનાજ (સ્પર્શનાજ) કરવાની છે.

**બીહાર**:—ચાર મંદિરો છે. તેમાં બે તો ઘણાં જીર્ણ છે, અત્રે જીર્ણોદ્ધારની ખાસ જરૂર છે. પ્રાચીન વિશાલા નગરી છે. પાવાપુરીથી ત્રણ ગાઉ ઉપર આવેલ છે.

**બનારસ ( કાશી )**:—દશ મંદિરો છે. શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત તથા પ્રાકૃત પાઠશાળા છે. સાતમા સુપાર્શ્વનાથ અને ત્રેવીસમા પાર્શ્વનાથ બનારસમાં જન્મ્યા હતા. તેઓના પ્રથમના ચાર ચાર કલ્યાણક અત્રે થયા હતા.

**ભદ્દીલપુર**:—શ્રી શીતળનાથજીની જન્મભૂમિ છે. ગયા સ્ટેશનથી હટવરગંજ થઇ અહીં અવાય છે.

**ભાગલપુર**:—વાસુપૂજ્યસ્વામીનું મંદિર છે.

**મથુરાઃ**--શ્રી સુપાર્શ્વનાથના વખતમાં અત્રે ઘણા મંદિરો હતા. હાલ ફક્ત ઘીવામંડી મોહોલ્લામાં એકજ મંદિર છે; જેની સંભાળ લશ્કર ગ્વાલીઅરના શ્રાવકો રાખે છે. મથુરામાં સ્કંદિલાચાર્યે જૈનસંઘ એકઠ કરી આગમનો અનુયોગ પ્રવર્તાવ્યો અને જીનભદ્રગણી ક્ષમાશ્રમણે મહાનિશીથ સૂત્રનું અનુસંધાન અત્રે કર્યું. મથુરામાંથી કેટલાક જુના શિલાલેખો મળ્યા હતા. જેનો સર કનીંગહામે સંગ્રહ કર્યો છે.

**મિથિલાનગરીઃ**--શ્રી મલ્લીનાથજીની જન્મભૂમિ. દરભંગાથી સીતામઢી થઇ અત્રે જવાય છે. પ્રથમ મંદિરો હતા. હાલમાં એકે નથી. ફક્ત ક્ષેત્ર ફરસના છે.

**મધુબનઃ**--શિખરજીના પહાડની તળેટીમાં મધુબન એક રમણીય જગ્યા છે. અત્રે ૧૦ મંદિરો છે અને ચાર ધર્મશાળા છે.

**રત્નપુરીઃ**--લખનૌ ફૈજાબાદની વચમાં સોહાવલ સ્ટેશન છે. ત્યાંથી એક ગાઉ દૂર આવેલ છે. બે મંદિરો છે. શ્રી ધર્મનાથનો જન્મ તથા ચાર કલ્યાણક અત્રે થયા છે.

**ફૈજાબાદઃ**--એક મંદિર છે.

**રાજગૃહીઃ**--કુંડલપુરથી ત્રણ ગાઉ ઉપર આ તીર્થ આવેલ છે. મુનિસુવ્રતસ્વામીનો જન્મ તથા કૈવલ્ય અત્રે થયા હતા. શ્રેણીકની રાજધાની. મહાવીરસ્વામીના અગીઆર ગણધરોની મુક્તિ. જંબૂસ્વામી, શાલીભદ્રજી, ધન્ના અને અભયકુમારની દિક્ષાનું સ્થાન. અત્રે ત્રણ મંદિરો છે, તથા પાંચ પહાડ ઉપર જુદા જુદા મંદિરો છે. વિપુલગિરિ ૬, રત્નાગિરિ ૨, ઉદયગિરિ ૨, સુવર્ણગિરિ, ૨, વૈભારગિરિ, ૭, એ પ્રમાણે જોવા લાયક મંદિરો છે; તેમજ અગાઉનો જૈન ઇતિહાસ જાણવાના સ્થળો છે. વિપુલગિરિની બાજુમાં પાંચ ઉના પાણીના કુંડો છે. ગુફાઓ વિગેરે ઘણું જોવાલાયક છે.

**લખનૌઃ**--અત્રે ૧૪ મંદિરો છે.

**શૌરીપુર તીર્થઃ**--આગ્રાની પાસે સીકોહાબાદ સ્ટેસનથી સાત કોશ દૂર આ તીર્થ આવેલું છે. નેમનાથજીની જન્મભૂમિ છે. પાંચ મંદિરો છે, જેમાં ચાર તદ્દન ખાલી છે અને એક મંદિરમાં ફક્ત નેમનાથજીની પાદુકા છે. ચાર ખાલી મંદિરો છે. તેની ખુબસુરતી અને કારીગરી ઉમદા છે.

**સીંહપુરી તીર્થઃ**--તીર્થંકર શ્રેયાંસનાથજીનો જન્મ તથા બીજા ત્રણ કલ્યાણક અહીં થયા હતા. મંદિર ગામથી થોડે છેટે જંગલમાં આવેલું છે.

**સાવથ્થીનગરીઃ**--અયોધ્યાથી સર્યુની પેલેપાર બલરામ સ્ટેશન જવાય છે. ત્યાંથી સાત કોશ છેટે આ તીર્થ આવેલ છે. શ્રી સંભવનાથજી અહીં થયેલ છે. સહેટમેટના કિલ્લાના નામથી હાલ ઓળખાય છે. કિલ્લો શૂન્ય છે. એક જૈન મંદિર છે. મૂર્તિ નથી. ફક્ત ક્ષેત્ર ફરસના છે.

**શ્રી સમેતશિખર તીર્થ**:—ગીરીડી સ્ટેશનથી નવ કોશ ઉપર આ તીર્થ છે આ એક જુનું તીર્થ છે. જેમ ગુજરાત, કાઠિયાવાડમાં સિદ્ધાચળજીનો મહિમા છે, તે પ્રમાણે પૂર્વ હિંદુસ્તાનમાં આ તીર્થ છે. અત્રે ૨૦ તીર્થંકરો અને અનેક મુનિઓ મુક્તિપદને પામ્યા છે. આખો પહાડ જુદીજુદી વનસ્પતીઓથી ભરપૂર છે અને તેનો દેખાવ એવો તો રમણીય છે કે તેનું વર્ણન એક કવિજ કરી શકે.

મધુબનથી પહાડ ઉપર ચઢતા એકાદ કોશ ઉપર ગંધર્વનાળું. ત્યાંથી એક માઈલ દુર સીતાનાળું અને ત્યારબાદ એક પછી એક એ પ્રમાણે ૨૫ ટુંકો આવે છે. શ્રી અભિનંદન પ્રભુની ૧૫મી ટુંકની પછવાડે શામળીયા પાર્શ્વનાથજીનું મંદિર ઘણું રમણીય છે. આ મંદિર જગતશેઠ ખુશાલચંદે બંધાવ્યું હતું, અને રૂ. ૯,૩૬,૦૦૦નો ખરચ થયો હતો. છેલ્લી ટુંક શ્રી સંઘે બનાવી હતી. ત્યારબાદ સંવત્ ૧૯૫૮ માં રાયબદ્રિદાસજી મુકીમે પારસનાથજીની ટુંકનો જીર્ણોદ્ધાર કરી શિખરબંધ દેહરૂ બંધાવી, પ્રતિષ્ઠા કરી હતી. આ ટુંક શિખરજીની સઘળી ટુંકો કરતાં ઉંચી અને ચડવાને પગથીઆવાળી છે.

ત્યાંથી એક પગરસ્તે ઇસિરી સ્ટેશને પણ જવાય છે. ત્યાંથી સીધી રેલ મળે છે, અત્રેથી બીજો રસ્તો સીધો મધુબન જાય છે.

ઇસિરીથી બેલગાડીઓમાં મધુબન જવાય છે અને શ્રી સમેતશિખરજીથી પાછાફરતી વખત ગીરીડીને રસ્તે જૃંભકગામ ( મહાવીરસ્વામીના કેવળજ્ઞાન કલ્યાણક સ્થાન ) તરફ જવાય છે.

મધુબનથી ચાર ગાઉ દુર **બરાકડ** ગામ છે ત્યાં શ્રી મહાવીરસ્વામીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું. બરાકડ અને રીજુવાલીકા નદી આગળ એક મંદિર છે.

**ક્ષત્રીયકુંડ**:—કાકિંદીથી નવ ગાઉ ઉપર આ જગ્યા આવેલ છે. શ્રી મહાવીરસ્વામીનો જન્મ અત્રે થયો હતો. પાસેના જ્ઞાનખંડમાં દિક્ષાકલ્યાણક થયું હતું. અત્રે એક મંદિર છે. તલાટી પાસે બે મંદિર છે. પહાડ ઉપર મહાવીરસ્વામીનું મંદિર છે. અત્રે જીર્ણોદ્ધાર થવો જોઇએ. હાલ લછવાડના નામથી ઓળખાય છે.

**હસ્તિનાપુર તીર્થ**:—દીલ્હી પાસેના મેરત સ્ટેશનથી અઢાર ગાઉ છેટે આ તીર્થ આવેલું છે. આગળ ઘણા મંદિરો હતા; પરંતુ વચલો સમય જ્યારે ઘણો ખરાબ આવ્યો, તે વખતે માત્ર એક ઝાડ નીચે શ્રી શાન્તિ, કુંથુ, અર, મલ્લિનાથના ચરણોજ રહ્યા હતા. કલકત્તાના રહીશ ઝવેરી પ્રતાપચંદજીએ રૂપીઆ એક લાખ ખરચી સંવત્ ૧૯૨૯ માં એક મંદિર તથા ધર્મશાળા કરાવી છે,

હસ્તિનાપુરમાં શ્રી ઋષભદેવે સાધુપણામાં વૈશાક શુદ ૩ ને દિવસે શ્રેયાંસ કુમારના હાથથી વરસીતપનું પારણું કર્યું હતું. શાન્તિનાથ, અરનાથ તથા કુંથુનાથની જન્મભૂમિ તથા ચાર કલ્યાણક પણ અત્રેજ થયા હતા. મલ્લિનાથ, અહીં પધાર્યા હતા અને સમવસરણ રચાયું હતુ. કાર્તિકશેઠ પણ અત્રેના રહીશ હતા.

## ૬. મધ્યહિંદ–માળવા–વરાડ.

**આકોલાઃ**—બીરાર પ્રાંતનું મુખ્ય શહેર છે. તાજના પેઠમાં મંદિર છે. નજદીકમાં બાલાપુરમાં મંદિર છે. ઉમરાવતીમાં પણ એક મંદિર છે.

**ઉજ્જયની અથવા અવન્તિ નગરીઃ**—રાજા વિક્રમના વખતમાં જૈનાચાર્ય સિદ્ધસેન દિવાકરે શિવપીંડીમાંથી અવન્તીકા પાર્શ્વનાથની પ્રતિમા કલ્યાણમંદિર સ્તોત્ર ભણીને બહાર કાઢી હતી. વિક્રમ અને બીજા અઢાર રાજાઓ આ ચમત્કારથી પ્રતિબોધ પામ્યા હતા. શરાફબજાર, દેહરા ખડકી, તથા પરૂં અને ધર્મશાળામાં પણ મંદિરો છે.

**અંતરિક્ષજી તીર્થઃ**—માલી સુમાલી નામના બે વિદ્યાધરો મુસાફરીએ નીકળ્યા તે વખતે દેવમૂર્તિ સાથે લેવી ભુલી ગયા એટલે વાળુ એકઠી કરી મંત્રબળથી શુદ્ધ કરીને ભાવી તીર્થંકર પાર્શ્વનાથની પ્રતિમા બનાવી પૂજન કર્યું અને ત્યારબાદ ભોજન કરી પ્રતિમાને તળાવ તટે સ્થાપી આગળ વધ્યા. વિંગળ નગરનો શ્રીપાળરાજા ત્યાં આવ્યો. તેણે તળાવમાં સ્નાન કર્યું અને સ્નાન કરવાની સાથેજ પોતાનો કુષ્ટ રોગ નષ્ટ થયો, તેથી ખુશી થઇ પોતાને વતન ગયો; તે રાત્રે અધિષ્ઠાયકે રાણીને સ્વપ્ન આપ્યું કે પ્રતિમાના મહિમાથી રાજાનો કોઢ ગયો; માટે તે પ્રતિમાને અહીં લાવવા માંગતાહો તો રથને સાત દિવસની ઉમરના બળદ જોડી, કાચા સુતરની લગામથી તે રથમાં પધારાવીને લાવવા; પરંતુ પછાડી મોઢું ફેરવીને જોવું નહિ. રાજાએ તે પ્રમાણે કર્યું, પરંતુ શ્રીપુર પાસે આવતા પાછળ નજર કરી એટલે તે પ્રતિમાજી અંતરિક્ષે અધર સ્થંભી ગયા; તેથી તે જગ્યાએ ગામ વસાવી ભવ્ય મંદિર બંધાવી અંતરિક્ષ પાર્શ્વનાથનું નામ આપ્યું.

પાછા આકોલે આવીને માંડવગઢ યાને માળવા જવાને માટે રેલની મુસાફરી કરતાં રસ્તામાં ભુસાવળ, બુરાનપુર, ખંડવા વિગેરે અગત્યના શહેરો આવે છે. ત્યાં મંદિરો છે. મહુની છાવણીએ ઉતરીને અઢાર કોશ દૂર માંડવગઢ જવાય છે.

**કરેડા પાર્શ્વનાથઃ**—ચીતોડગઢથી અત્રે અવાય છે. અહીં બાવન જીનાલયનું મોટું મંદિર છે. એમ કહેવાય છે કે આ મંદિર સંવત્ ૬ની સાલમાં બંધાયું હતું.

**મક્ષીજી તીર્થઃ**—ક્ષિપ્રાનદી કીનારે ભૈરવગઢ, ભર્તૃહરીની ગુફા વિગેરે જોઇને ઉજ્જૈનથી તાજપુર અને તારનારોડ સ્ટેશને થઇને મક્ષી સ્ટેશન આવે છે. મક્ષીજી પાર્શ્વનાથનું ભવ્ય મંદિર છે. મુળનાયકજીની નીચે એક ભોયરૂં છે. તેમાંથી તેઓ પ્રગટ થયા હતા; તે વખતે ત્રણ લાખ યાત્રાળુઓ એકઠા થયા હતા.

**માંડવગઢ તીર્થઃ**—પ્રાચીન તીર્થ છે. મંદિરમાં શાન્તિનાથજી મૂળનાકની સોનાની પ્રતિમા છે. ધર્મશાળા છે. કીલાની ખાઇમાં ચિત્રાવેલ છે. હીંડોળા મહેલ, ચંપાવાડી વિગેરે જોવાલાયક છે. ગાડી, મોટરના સાધનો મળે છે. સેનાપતિ ટોડરમલ અને સંગ્રામસોની અહીંજ રહેતા હતા.

મહુથી રોહ સ્ટેશને થઇને ઇંદોર આવવું, જ્યાં ભવ્ય મંદિરો તથા જૈનોની સારી વસ્તી છે.

**મંદસોર:**—(દશપુરનગર) અહીં મંદિર છે. અહીંથી ચાર ગાઉ દૂર બહિ પાર્શ્વનાથનું તીર્થ મશહુર છે. ત્યાં જઇને પાછા મંદસોર આવી ચીતોડગઢ આવવું, જ્યાં જુના બજાર પાસે બે મંદિરો છે. ચીતોડગઢથી કરેડા જવું.

**નાગપુર** શહેરમાં બે મંદિરો છે. **વર્ધા જંકશન:**—એક મંદિર છે.

**ભદ્રાવતીજી તીર્થ:**—વર્ધાથી ચાંદા જતી રેલ્વે ટ્રેનના માર્ગમાં ભાદક નામનું સ્ટેશન છે. પ્રાચીન શિલાલેખો તથા બીજી દંતકથાઓથી આ ગામનું નામ ભદ્રાવતી હોય તેમ જણાય છે. જમીન ખોદતાં પાશ્વનાથજી મહારાજની એક પ્રાચીન પ્રતિમા જીર્ણ મંદિરમાંથી નીકળી હતી. તે લગભગ ૬ાા ફુટ ઉંચી છે; તેમજ તેઉપર સપ્તફણા છે. સદરહુ જીર્ણ મંદિર રૂ. ૮૦૦ ખરચી નામદાર બ્રીટિશ સરકારે દુરસ્ત કરાવેલ. વર્ધાવાળા જૈનો દર્શન કરવા ગયા અને તેઓને ખબર પડવાથી સરકારને તે રકમ આપીને દેરાસરનો કબજો લીધો. ખાત્રી કરતાં આ પ્રતિમા ૨૩૦૦ વર્ષ પુર્વની હોય તેમ જણાય છે; તેમજ જમીન ખોદતાં ઘણે ઠેકાણેથી પ્રતિમાઓ નીકળે છે. વ્યવસ્થાપક સભાના સેક્રેટરી તરીકે મી. કીસનચંદજી હીરાલાલ વર્ધાવાળા વહીવટ ચલાવે છે,

**પારાસલી તીર્થ:**—એ પ્રાચીન છે. આદીશ્વર ભગવાનનું ભવ્ય મંદિર છે.

**રતલામ:**—અત્રે મોટા આલીશાન મંદિરો છે, દક્ષિણે કરંડી અને પશ્ચિમે સાગોદ ગામ છે, જ્યાં મંદિરો છે. ત્યાંથી આગળ બે કોશ ઉપર વિવડોદ ગામમાં સેમેરીયા પાર્શ્વનાથનું તીર્થ છે. તેનાં માટે એવું કહેવાય છે કે પર્યુષણપર્વમાં શ્રીમહાવીરજન્મ વંચાઇ રહ્યા બાદ તુરતજ મંદિરના સ્થંભોમાંથી પાણી (અમી) ઝરે છે, જે થોડો વખત સુધી ચાલુ રહે છે.

## ૭. પંજાબ.

**અમૃતસર**—આ નગર પંજાબમાં ઘણું મોટું છે. અહીનું દેરાસર ઘણું સુંદર છે. અને સંવત્ ૧૯૪૮ ના વૈશાક સુદ ૬ ને દીવસે શ્રી આત્મારામજી મહારાજ દ્વારા પ્રતિષ્ઠા થઇ છે. મૂળનાયક શ્રી અરનાથ ભગવાનની સુંદર પ્રતિમા બિરાજમાન છે.

**અંબાલા**—અહીં હજારો રૂપિયાની કીંમતનું એક નવું દેરાસર છે. દેરાસરની બનાવટ તથા શોભા સ્તુતિપાત્ર છે. સંવત ૧૭૫૨ના માગસર સુદ પુનમને દિવસે શ્રીમદ્ જ્યાનંદસૂરિજીના હાથે પ્રતિષ્ઠા થઇ છે. મૂળનાયક શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા ઘણી મોહક છે.

**કસુર**—દેરાસર તૈયાર થઇ ગયું છે. હજુ પ્રતિષ્ઠા થવી બાકી છે.

**ગુજરાંનવાલા**—ઘણું મોટું અને સુશોભીત દેરાસર છે. મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિ છે. અત્રે શ્રી આત્મારામજી મહારાજે સં૰ ૧૯૫૨ ના જેઠ શુ૰ ૮ મે અત્રે દેહત્યાગ કર્યો હતો. શહેરની બહાર અર્ધા માઇલ ઉપર શ્રીમદ્ વ્યાનંદસૂરિ પ્રસિદ્ધ શ્રીઆત્મારામજી મહારાજની રોનકદાર ચર્ણ પાદુકા સ્થાપન કરેલી છે. તેનું નામ આનંદભુવન રાખેલું છે.

**જમ્મુ**—આહિં એક મનોહર દેરાસર છે. નવી બનાવેલી શ્રીમહાવીરપ્રભુની મૂર્તિ મૂળનાયક છે.

**જાલંધર**—અહીં ઘણું સુંદર દેરાસર છે. મુળનાયક શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા સ્થાપવાની છે. પ્રતિષ્ઠા કરવી બાકી છે.

**જીરા**—આ શહેર ફીરોજપુર જીલ્લામાં આવેલું છે. મુળનાયક શ્રીચિન્તામણી પાર્શ્વનાથજીની પ્રતિમા બીરાજમાન છે. આ દેરાસર ઘણું સુંદર છે.

**જેજો**—આ શહેર હોસ્યારપુર જીલ્લામાં આવેલું છે. હોસ્યારપુરના દેવદ્રવ્યથી આ દેરાસર બંધાવવામાં આવ્યું છે. હજી પ્રતિષ્ઠા કરવી બાકી છે.

**જંડીયાળા**—આ શહેર અમૃતસરથી સાત ગાઉ દૂર છે. આ નગર નાનું છે. પણ દેરાસર ઘણું મોટું છે. બનાવટ ખૂબસુરત છે. પ્રતિષ્ઠા સંવત્ ૧૯૫૭ ની સાલમાં થઇ છે. મૂળનાયક શ્રી રૂષભદેવ ભગવાન છે.

**નકોદર**—આ નગર જાલંધર જીલ્લામાં આવેલું છે. દેરાસર શ્રીધર્મનાથપ્રભુની મૂર્તિ બીરાજમાન છે.

**નારોવાલ**—અહીં શ્રીમુનિસુવ્રતસ્વામીજીનું દેરાસર નવું બનાવેલું છે. પ્રતિષ્ઠા સંવત્ ૧૯૬૮ ની સાલમાં થઇ છે.

**પપનાખા**—આ ગામ શ્રી ગુજરાંનવાલા પાસે આવેલું છે. અહીં શ્રીસુવિધિનાથ પ્રભુનું જીર્ણ દેરાસર છે. જેથી જીર્ણોદ્ધાર કરાવવાની જરૂર છે.

**ભેરા (વીતભયપત્તન તીર્થ)**:—અત્રે એક પ્રાચીન મંદિર છે. શ્રી મહાવીરસ્વામીના વખતમાં રાજા ઉદયન અત્રે રાજ્ય કરતો હતો, જે વખતે મોટાં મંદિરો હતા. હાલ શ્રાવકની વસ્તી નથી.

લાહોરથી પેઠાણકોટ રેલમાં જવાય છે. ત્યાંથી પગરસ્તે જતાં કાંગરાનો કીલ્લો આવે છે. ત્યાં અગાઉ સેહેસાર રાજાએ બંધાવેલ મોટું મંદિર હતું. હાલ ત્યાં એક શ્યામવર્ણની, ૨૩ તસુ આસરેની, ઘણી પ્રાચીન પ્રતિમા તે કીલ્લામાં છે. અત્રે જીર્ણોદ્ધાર કરાવવો જોઇએ.

**મુલતાન**—આહીં હજારો રૂપિયાનો ખરચ કરી એક દેરાસર બંધાવેલ છે. સં૦ ૧૯૫૮ માં પ્રતિષ્ઠા થઇ છે. આ દેરાસર જોવા લાયક છે.

**માલેર કોટલા**—અહિં નવી રીતથી એક દેરાસર બંધાવેલું છે. તે ખુબસુરત છે. મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા છે.

**મિયાની**—હોશ્યારપુર જીલ્લામાં આ શહેર આવેલું છે. આહીં નવું દેરાસર થયું છે. પ્રતિષ્ઠા થઇ છે.

**પદી**—આ ગામ લાહોર જીલ્લામાં આવેલું છે. આહીં શીશાની કારીગરીવાળું સુંદર દેરાસર છે. સંવત્ ૧૯૫૧ ના માહ શુદ ૧૩ ને દીવસે શ્રીમદ્ જ્યાનંદસુરીએ પ્રતિષ્ઠા કરી છે. મુળનાયક શ્રી મનમોહન પાર્શ્વનાથ છે.

**રામનગર**—આ ગામ ગુજરાંનવાલા જીલ્લામાં આવેલું છે. મુળનાયક શ્રીચિન્તામણી પાર્શ્વનાથ ભગવાન બીરાજમાન છે. આ પ્રતિમાજી બહુ પ્રભાવિક છે. આ તીર્થ વૃદ્ધિચંદ્રજી મહારાજની જન્મભૂમિ છે.

**લુધીઆના**—અહીં એક ઘણુ સુંદર દેરાસર છે, કલીકુંડ શ્રીપાર્શ્વનાથ ભગવાનની સુંદર પ્રતિમા મુળનાયક બીરાજમાન છે. બાંધણી તથા સુંદરતા સારી છે. સંવત્ ૧૯૬૯ માં પ્રતિષ્ઠા થઇ છે.

**લાહોર**—પંજાબ ગવર્નમેન્ટની આ નગર રાજધાની છે. નગર ઘણું મોટું છે. પણ મુર્તિપૂજક જૈનની વસ્તી જુજ છે. અહીં એક પુરાણું દેવાલય છે. જીર્ણોદ્ધાર કરાવવાની ખાસ આવશ્યકતા છે. જીર્ણોદ્ધાર સંવત્ ૧૦૧૪ ના વૈશાખ શુદ ૫ ને દીવસે શ્રીજીનહર્ષસુરી હાથે શ્રી સુવિધિનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિ ગાદી પર બીરાજમાન છે.

**સમાના**—આ એક પુરાણું નગર છે. એક નવું દેરાસર તૈયાર થયું છે. પ્રતિષ્ઠા બાકી છે.

**સનખતરા**—અહીં શ્રીધર્મનાથ ભગવાનનું સુંદર દેરાસર છે. શ્રી વિજયાનંદસુરી મહારાજના હાથે પ્રતિષ્ઠા સંવત ૧૭૫૩ નાં વૈશાખ શુદ પૂનમને દિવસે ખુબ ધામધુમથી થઇ હતી.

**હોશ્યારપુર**—અહીં બે દેરાસર છે, એક પ્રાચીન દેરાસર છે જેમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની મોટી પ્રતિમા છે. બીજું દેરાસર લાલા ગુજ્જરમલ નાહરે હજારો રૂપિયા ખર્ચ કરી બંધાવેલ છે જેના દર્શન કરવા સેંકડો માણસો આવે છે. દેરાસરની સુંદરતા અવર્ણનીય છે. શ્રીમદ્ જ્યાનંદસૂરી પ્રસિદ્ધ શ્રી આત્મારામજી મહારાજના હાથે સંવત્ ૧૯૪૮ ના માહ શુદ ૫ ને દિવસે મુળનાયક શ્રીવાસુપુજ્ય મહારાજ સ્થાપન કર્યા છે. બીજા શ્રીપાર્શ્વનાથ તથા ચોમુખા શ્રીશાંતિનાથ તથા બીજી અનેક મૂર્તિઓ છે.

## ૮. દક્ષિણ, સિંધ, વિગેરે.

**અહમદનગર**--બે મંદિરો છે.

**ઔરંગાબાદ અને ઇલોરા**--બે મંદિરો છે. ઇલોરાગુફા જોવાલાયક છે.

**કુલ્પાક તીર્થ**:—આ ચમત્કારી તીર્થ છે. શ્યામ રંગની આદીશ્વર ભગવાનની પ્રતિમા છે. બીજું નામ માણિકયદેવ પણ કહેવાય છે.

હૈદ્રાબાદથી આગળ મદ્રાસ ઇલાકો, લંકા, મલબાર, મૈસુર, કર્ણાટક વિગેરેમાં હમણા કોઈ જૈન તીર્થો નથી. મદ્રાસ ઇલાકો અને કિષ્કિંધામાં અગાઉ જૈન તીર્થો હતા, પણ હાલ વિચ્છેદ ગયાં છે.

**કાલીકટ અને કોચીન**:—અત્રે જૈન મંદિરો છે.

**થાણા**:—આ ઘણું જુનું શહેર છે. શ્રીપાળ મહારાજના વખતથી તે પ્રસિદ્ધ છે. અત્રે એક મંદિર છે.

**નાશીક તીર્થ**:—નાશીકને પહેલાં પદ્મપુર કહેતા હતા. અત્રે ચંદ્રપ્રભુસ્વામીનું મ્હોટું મંદિર છે. તે ઉપરાંત બીજા બે મંદિર છે.

**પુના**:—લગભગ છ મંદિરો છે. લશ્કરમાં પણ મંદિરો છે.

**મદ્રાસ**:—ત્રણ મંદિરો છે. અગાઉ તે ભાગ શાસ્ત્રમાં **દ્રાવિડ** દેશ તરીકે ઓળખાતો હતો.

**હૈદ્રાબાદ** ( દક્ષિણ ):—ચાર મંદિરો છે. સીકંદ્રાબાદમાં એક મંદિર છે.

**હુબલી જંકશન,** યેવલા, ગદગ, બેંગલોર, કલીકટ, કોચીન, ધારવાડ, બેલગામ, ગોકાક, સતારા વિગેરે સ્થળે દેરાસરો છે.

અગત્યના શહેરોમાં સિંધમાં **કરાંચી** રહી જાય છે, કે જે ધંધારોજગારમાં દિવસે દિવસે આગળ વધતું જાય છે. કરાંચીમાં મંદિરો છે અને જૈનોની વસ્તી ઠીક છે.

સમુદ્ર રસ્તે **એડન, ઉરન અને રંગુનમાં** પણ મંદિરો છે. એડન અને ઉરન સ્ટીમરમાં જવાય છે. ઉરનની સ્ટીમર મુંબઇથી હમેશાં ઉપડે છે. એડનની ફક્ત એક સ્ટીમર અઠવાડીએ મળે છે અને પાંચ દીવસે ત્યાં પહોંચાય છે. કલકત્તેથી સ્ટીમરમાં રંગુન જવાય છે.

હિંદુસ્તાનની બહાર જંગબાર, દાલગોવા બે, લીંડી બંદર અને મોંબાસામાં પણ મંદિરો છે, અને આપણે ઇચ્છીશું કે વખતના વહેવા સાથે લંડન અને પારીસમાં પણ જૈન મંદિરો બાંધવા માટે સાનુકુળ વખતે શ્રીમંત બંધુઓ પોતાથી બનતું કરશે.

# માન અકરામ ધરાવનારાઓ.

## નાઈટ.

સર વસનજી ત્રીકમજી મુળજી નાઈટ, નેપીઅનસી રોડ, મુંબઈ.

## રાવસાહેબ.

રાવસાહેબ શેઠ હીરાચંદ નેમચંદ જે. પી. સરાફ બજાર, મુંબઈ.
રાવસાહેબ શેઠ તેજુ કાયા જે. પી. માંડવી, મુંબઈ.
રાવસાહેબ ડોકટર પોપટલાલ લલ્લુભાઈ સબઆસીસ્ટંટ સરજન, અમદાવાદ.

## કૈયસરે હીંદનો રૂપાનો ચાંદ મેળવનાર.

મસાલીઆ કુટુંબના મરહુમ શેઠ ખોડીલાલ શોભાગ્યચંદના ધર્મપત્ની બાઈ ગલબીબાઈ
રાધનપુર.

## સુલેહના અમલદારો. (જે. પી.)

રાવસાહેબ શેઠ તેજુ કાયા.
શેઠ ભોગીલાલ વીરચંદ.
શેઠ ગુલાબચંદ મોતીચંદ દમણીઆ બી. એ. એલ. એલ. બી., સોલીસીટર.
રા. સા. શેઠ હીરાચંદ નેમચંદ.
શેઠ ખેતસી ખીઅસી.
સર વસનજી ત્રીકમજી મુળજી નાઈટ.
શેઠ ખીમજી હીરજી કાયાણી.

## ઓનરરી પ્રેસીડંસી માજીસ્ટ્રેટ.

રા. સા. શેઠ હીરાચંદ નેમચંદ. જે. પી.

## મુંબઈ મ્યુનીસીપલ કોરપોરેશનના કૌંસીલરો.

ડૉ. પુંનશી હીરજી મૈસરી એલ. એમ. એન્ડ એસ (ડી. વાર્ડ).
રા. ખીમજી હીરજી કાયાણી (ડી. વૉર્ડ).

## પેનશનર સબ જડજો.

રા. વાડીલાલ તારાચંદ પારેખ.
રા. ચીમનલાલ લલ્લુભાઈ મુનસફ.

## સરકારી અમલદારો.

મુંબઇ. રા. રા. વાડીલાલ દોલતચંદ બરોડીઆ.
વલસાડ. રા. રા. સુરચંદ પરશોતમદાસ બદામી બી. એ. એલ. એલ. બી. સબજડ્જ.
ખેડા. રા. રા. સાંકળચંદ મોહકમચંદ દલાલ બી. એ. ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેકટર.
ખેડા. શા. ડાહ્યાભાઇ હરગોવનદાસ હેડ ટ્રેઝરર.
થાણા. રા. રા. ચંદુલાલ પોપટલાલ ડાકટર એલ. એમ. એન્ડ એસ. આસિસ્ટંટ સર્જન.
અમદાવાદ. રા. રા. મોહનલાલ લલ્લુભાઇ શેઠ આસીસ્ટંટ તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર.
ખેડા. રા. રા. નગીનદાસ અનોપચંદ શાહ આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેકટર.
ભરૂચ. રા. રા. દલસુખભાઇ ભગુભાઈ હેડ એકૌન્ટન્ટ, ભરૂચ ટ્રેઝરી.
બારામતી. રા. રા. ડાહ્યાભાઇ રતનચંદ દલાલ બી. એ. એલ. એલ. બી. સબજડ્જ.
અમદાવાદ. રા. રા. રતીલાલ મોહનલાલ ફોજદાર એલ. એમ. એન્ડ એસ. આસીસ્ટંટ સર્જન.
કપડવંજ. ડોકટર કેશવલાલ મલુકચંદ પારેખ એલ. એમ. એન્ડ એસ. એસીસ્ટંટ સર્જન.
થાણા. કેશવલાલ છગનલાલ મોદી એલ. સી. ઇ.
મહુછાવણી. મણીલાલ લલ્લુભાઇ નારેચણીઆ.
પુના. ચીમનલાલ પ્રેમચંદ કામદાર.
પાલણપુર. મ્હેતા ઓધડભાઇ પૃથીરાજ.
પાલણપુર. ડોકટર અમૃતલાલ જશકરણ.
બાલાભાઇ ચકુભાઈ શાહ પોલીસ ડીપાર્ટમેન્ટ.

## આઈ. એમ. એસ.

રા. નાનાલાલ મગનલાલ મ્હેતા એલ. એમ્. એન્ડ એસ, એલ. આર. સી. પી., એફ. આર. સી. એસ., આઇ. એમ. એસ. બેંગલોર.

## સોલીસીટરો.

રા. ગુલાબચંદ મોતીચંદ દમણીઆ, ચોપાટી, મુંબઇ.
રા. મોતીચંદ ગીરધરલાલ કાપડીઆ, મનહરબીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

## બારીસ્ટરો.

મુંબઇ. રા. મકનજી જુઠાભાઇ મ્હેતા બી. એ. એલ. એલ. બી. પ્રીન્સેસ સ્ટ્રીટ.
,, રા. ધીરજલાલ પી. શ્રોફ. ચોપાટી.
,, રા. રાયચંદ દયાચંદ ઝવેરી.
વઢવાણકાંપ. રા. મોહનલાલ જીવનલાલ શાહ.
રાજકોટ. રા. દેવચંદ ઉત્તમચંદ પરીખ. એમ. એ.
પેથાપુર રા. હીરાલાલ મોતીલાલ શાહ.

## ઓકસફર્ડ કલાસીકલ ટ્રાઈપોઝ.

રા. સારાભાઇ નેમચંદ હાજી (માનસહીત) બી. એ. મુંબઇ.

## એમ. એ.

રા. ગુલાબચંદજી ઢઢ્ઢા, બીકાનેર.
રા. સાંકળચંદ મફતલાલ શાહ.
રા. વલભદાસ ઉતમચંદ પરીખ.
રા. ચુનીલાલ મુળચંદ કાપડીઆ બી. એસ્સી. એલ. એલ. બી.
રા. ચકુભાઇ મહાસુખરામ એલ. એલ. બી.
રા. ભોગીલાલ નગીનદાસ શાહ. ખંભાત.

## બી. એસ્સી.

રા. વલ્લભદાસ ઉત્તમચંદ પરીખ એમ. એ.
રા. ચુનીલાલ મુળચંદ કાપડીઆ એમ. એ. મુંબઈ
રા. જગજીવન મુળજી બનીઆ બી. એ. જામનગર.
રા. ફુલચંદ ઉતમચંદ પરીખ.
રા. મુલચંદ ઉતમચંદ પરીખ.

## બી. એ. એલ. એમ. એન્ડ એસ.

રા. ધારીવાળા હરખચંદજી અજમેર.

## એલ. સી. ઇ. (અથવા બી. ઈ.) (એંજીનીયરો)

રા. ચીમનલાલ ગુલાબચંદ દેયા, સુરત.
રા. બાલાભાઇ ગુલાબચંદ કોરા, રાજકોટ.
રા. ઝવેરભાઈ મગનલાલ દોસી, અમરેલી.
રા. ડાહ્યાભાઈ બાલાભાઇ કોરા, ગોંડળ.
રા. કેશવલાલ કસ્તુરચંદ મોદી. થાણા.
રા. કેશવલાલ છગનલાલ મોદી. થાણા.
રા. કેશવલાલ ગીરધરલાલ ગાંધી.

## ઇલેકટ્રીકલ એન્જીનીયરો.

રા. વાડીલાલ પ્રેમચંદ શાહ.
રા. કલ્યાણભાઈ અમૃતલાલ શેઠ.
રા. કુંવરજી મ૦ શાહ.

## બી. એ. બી. એલ.

આકોલા—રા. જયકુમાર દેવીદાસ ચવેર,

## બી એ. બી. એસ.

કલકત્તા—રા. પુરણચંદ સીતાબચંદ નહાર.

## બી. એ. એલ. એલ. બી.

રા. લખમશી હીરજી મૈશરી, માંડવી, મુંબઈ.
રા. ત્રીભોવનદાસ ઓધવજી શાહ મુંબઇ.
રા. વેલજી આણંદજી મૈશરી મુંબઇ.
રા. મોહનલાલ દલીચંદ દેશાઇ પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ.
રા. દલસુખભાઇ લલ્લુભાઇ શાહ ગોધ્રા.
રા. માણેકચંદ મુળચંદ શાહ અમદાવાદ.
રા. ચીમનલાલ લલુભાઈ અમદાવાદ.
રા. ચીમનલાલ પરશોતમદાસ બ્રોકર અમદાવાદ.
રા. દોલતરામ ઉમેદરામ શાહ અમદાવાદ.
રા. મોહનલાલ ગોકળદાસ શાહ અમદાવાદ.
રા. કેશવલાલ પ્રેમચંદ મોદી અમદાવાદ.
રા. મણીલાલ ભગુભાઇ ઝવેરી પબ્લીક પ્રોસીક્યુટર અમદાવાદ.
રા. ચીમનલાલ નથુભાઇ દોશી અમદાવાદ.
રા. સાંકળચંદ રતનચંદ વોરા અમદાવાદ.
રા. મોહનલાલ પોપટલાલ ડોકટર અમદાવાદ.
રા. ચકુભાઇ મહાસુખરામ શાહ એમ. એ. અમદાવાદ.
રા. કેશવલાલ અમથાલાલ શાહ અમદાવાદ.
રા. નથુભાઇ મોતીચંદ શાહ અમદાવાદ.
રા. શીરેમલજી બાફણા અજમેર.
રા. બાબુ ભુરાલાલ હરણુ અજમેર.
રા. ચુનીલાલ ઇચ્છાપુરીઆ સુરત.
રા. સુરચંદ પરશોતમદાસ બદામી સબજડ્જ વલસાડ.
રા. મણીલાલ બાલાભાઇ નાણાવટી સબજડ્જ વડોદરા.
રા. જીવરાજ ઓધવજી શાહ ભાવનગર.
રા. પ્રભાશંકર લીલાધર દોશી રાજકોટ.
રા. નાથાલાલ છગનલાલ મોદી ખેડા.
રા. ડાહ્યાભાઈ રતનચંદ દલાલ ખેડા.

રા. સાંકળચંદ નારાણજી શાહ જામનગર.
રા. ન્યાલચંદ લક્ષ્મીચંદ સોની સાદરા (મહીકાંઠા).
રા. મણીલાલ દોલતચંદ. પાટણ (ગુજરાત).
રા. ભગાભાઇ દયાભાઇ સુરત.
રા. છોટુભાઇ ગુલાબચંદ વકીલ સુરત.
રા. મગનલાલ પ્રેમચંદ પારતીઆ સુરત.
રા. ડાહ્યાભાઇ મોતીચંદ સોનાચાંદીવાળા સુરત.
રા. જેસંગભાઇ પોચાભાઇ દલાલ, સુરત.
રા. મોહનલાલ વાડીલાલ શાહ સુરત.
રા. ભોગીલાલ અમૃતલાલ ઝવેરી સુરત.
રા. છોટાલાલ ઝવેરાભાઈ સુગીઆ સુરત.
રા. અભેચંદ ગોવીંદજી દેશાઇ જેતપુર.
બાબુ પુરણચંદજી નહાર કલકત્તા.
રા. સંઘવી જેઠાલાલ દલીચંદ રાજકોટ.
રા. મણીઆર રતિલાલ અભેચંદ રાજકોટ.
રા. ભોગીલાલ અમૃતલાલ અમદાવાદ.
રા. વનમાળી વ્રજલાલ રાધનપુર.
રા. વાડીલાલ શંકરલાલ જૈની કપડવંજ.

ડાકટરો (એલ. એમ. એન્ડ એસ. અથવા એમ. બી. બી. એસ.)

રા. ત્રિભોવનદાસ લહેરચંદ શાહ મુંબઈ.
રા. નાનચંદ કસ્તુરચંદ મોદી મુંબઇ.
રા. પુનશી હીરજી મૈશરી મુંબઇ.
રા. જમનાદાસ પ્રેમચંદ નાણાવટી અમદાવાદ.
રા. કેશવલાલ બાલાભાઈ નાણાવટી અમદાવાદ.
રા. બાલાભાઇ મગનલાલ નાણાવટી વડોદરા.
રા. મણિલાલ લલ્લુભાઇ પારેખ વડોદરા.
રા પ્રાણલાલ મનસુખલાલ નાણાવટી વડોદરા.
રા. ગીરધરલાલ વાડીલાલ દલાલ ગોધરા.
રા. માણેકલાલ નરશીદાસ શાહ ગોધરા.
રા. વલભદાસ નેણસી મ્હેતા મોરબી.
રા. ત્રીભોવનદાસ ઓઘડદાસ શાહ.
રા. ત્રિકમલાલ અમથાશા અમદાવાદ.
રા. કેશવલાલ મલુકચંદ પરીખ.
રા. ચંદુલાલ પોપટલાલ ડોકટર થાણા.

રા. વીકમચંદ જશરાજ મ્હેતા.
રા. અમુલખરાય ધરમચંદ કોઠારી પાલણપુર.
રા. રતીલાલ મોહનલાલ ફોજદાર.
રા. ગીરધરલાલ તેજપાળ મોદી લંડન.
રા. હરગોવનદાસ ધનજી શાહ રંગુન.
રા. ચંદુલાલ દલસુખરામ ગાંધી, પેથાપુર.

## બી. એ.

રા. ત્રીભોવનદાસ દલપતભાઈ.
રા. ઘેલાભાઇ છોટાલાલ.
રા. ઉમેદચંદ દોલતચંદ બરોડીઆ પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઈ.
રા. સારાભાઇ મગનલાલ મોદી ભીંડીબજાર.
રા. અમૃતલાલ મુળચંદ મ્હેતા અમદાવાદ.
રા. ચીમનલાલ ગોકળદાસ શાહ અમદાવાદ.
રા. હીરાલાલ મુળચંદ મ્હેતા અમદાવાદ.
રા. જગાભાઇ લાલભાઇ શેઠ અમદાવાદ.
રા. મણીલાલ નથુભાઇ દોશી અમદાવાદ.
રા. સાંકળચંદ મોકમચંદ દલાલ અમદાવાદ.
રા. દોલતચંદ પરશોતમદાસ બરોડીઆ અમદાવાદ.
રા. ચતુરદાસ કાળીદાસ મ્હેતા વેજલપુર.
રા. સાંકળચંદ જેસીંગભાઇ શાહ ભરૂચ.
રા. મણીલાલ ડાહ્યાભાઇ શાહ.
રા. ચીમનલાલ છોટાલાલ નાણાવટી.
રા. ભોગીલાલ સાંકળચંદ શાહ.
રા. કેશવલાલ નથુભાઇ શાહ.
રા. જમનાદાસ છોટાલાલ શાહ.
રા. બાલાભાઇ છોટાલાલ નાણાવટી.
રા. હીમતલાલ કેશવલાલ વકીલ.
રા. કાળીદાસ નાગરદાસ વઢવાણ.
રા. ગીરધરલાલ રણછોડદાસ અમદાવાદ.
રા. નાનચંદ બહેચરદાસ દોશી ભાવનગર.
રા. મ્હેતા અનોપચંદ રાજકોટ.
રા. રાજકુમારસીંગ સીતાપચંદ નહાર આઝીમગંજ.
રા. નરોતમદાસ ખીમચંદ સીરોહી.
રા. મનસુખરામ લક્ષ્મીચંદ બહીઅલ ( ઉ–ગુજરાત )

રા. સોમાભાઇ પુનમચંદ દોશી (ઉ-ગુજરાત).
રા. ગજરાભાઇ લાલભાઇ.
રા. હેમચંદ જશવીર મ્હેતા. રાજકોટ.
રા. લાલભાઇ બાલાભાઇ ગજરાવાળા.
રા. છોટાલાલ વમળચંદ શ્રોફ
રા. બાપાલાલ વનેચંદ રાજકોટ.
રા. મણીલાલ મલુકચંદ પરીખ મહુધા.
રા. બાલાભાઈ ગટાભાઇ કીનખાબવાળા અમદાવાદ.
રા. માણેકલાલ ડાહ્યાભાઈ અમદાવાદ.
રા. ચંદુલાલ મયાચંદ શાહ રાધનપુર.
રા. ચમનલાલ ડાહ્યાભાઇ શાહ અમદાવાદ.
રા. ચંદુલાલ ઇશ્વરદાસ શાહ અમદાવાદ.
રા. ચીમનલાલ મુળચંદ શાહ વઢવાણકાંપ.
રા. રમુભાઇ રતનચંદ મ્હેતા.
રા. ચીનુભાઇ લાલભાઇ શેઠ.
રા. પરમાણંદ કુંવરજી કાપડીઆ.

## હાઇ કોર્ટ પ્લીડરો,

રા. વાડીલાલ તારાચંદ સુરત.
રા. વેલચંદ ઉમેદચંદ મ્હેતા ધોળકા.
રા. મોહનલાલ એન. શાહ ખંભાત.

## ડીસ્ટ્રીકટ પ્લીડરો.

રા. પોપટલાલ અમથાલાલ શાહ અમદાવાદ.
રા. મણીલાલ પી. શાહ વાંકાનેર.
રા. છોટાલાલ કાળીદાસ અમદાવાદ.
રા. ગુલાબચંદ વાઘજી શાહ વઢવાણ.
રા. ભાઇચંદ તારાચંદ વકીલ વઢવાણ.
રા. મગનલાલ પરશોતમદાસ બદામી સુરત.
રા. મણીલાલ વાડીલાલ દલાલ ગોધ્રા.
રા. સોમચંદ ભાઇલાલ ખેડા.
રા. નગીનદાસ સાંકળચંદ ખેડા.
રા. મુળચંદ નેમચંદ વોરા જામનગર.
રા. રતનચંદ મુળચંદ મ્હેતા વીરમગામ.

રા. છોટાલાલ ત્રીકમદાસ પરીખ. વીરમગામ.
રા. મોહનલાલ નાગજી ધોરાજી.
રા. ડાહ્યાભાઇ હુકમચંદ ધંધુકા.
રા. ડાહ્યાભાઈ પ્રેમચંદ મોદી ધંધુકા.
રા. મણીલાલ મોહનલાલ શાહ ધંધુકા.
રા. ચમનલાલ રતનચંદ દલાલ ધંધુકા.
રા. કેશવલાલ છોટાલાલ બોરસદ.
રા. સંઘવી ચતુરદાસ ઘેલાભાઇ રાજકોટ.
રા. હીરાલાલ મંછારામ રાજકોટ.
રા. મણીલાલ મોહનલાલ અમદાવાદ.
રા. મણીલાલ રતનચંદ દલાલ અમદાવાદ.

## પ્લીડરો.

લાલા કીર્તિ પ્રસાદ મેરઠ.
લાલા ઉમરાઓસિંહ દીલ્હી.
લાલા ગોપીચંદજી અંબાલા શહેર.
લાલા કુંદનલાલજી હોશીઆરપુર.

## હોસ્પીટલ આસિસ્ટંટ, સબ આસિસ્ટન્ટ સર્જન.

રા. નાનાલાલ નગીનદાસ.
રા. માધવલાલ જેસીંગભાઇ.
રા. નગીનદાસ દોલતરામ નાગોર.
રા. માણેકલાલ મગનલાલ ડાકતર કરજત.
રા. મંગળદાસ હીરાલાલ પેશાવર.
રા. ભીખાભાઇ જેઠાલાલ મુંબઇ.
રા. શકરાભાઇ કચરાભાઇ શાહ.
રા. જેસંગભાઇ લલ્લુભાઇ કાપડીઆ.
રા. અંબાલાલ મોતીલાલ.
રા. ભોગીલાલ મયારામ અમદાવાદ.
રા. ફકીરચંદ નગીનદાસ રાજકોટ.
રા. પોપટલાલ મગનલાલ અમદાવાદ.
રા. ચીમનલાલ પ્રેમચંદ કામદાર રાણપુર.
રા. મણિલાલ લલ્લુભાઇ નારેચણીઆ રાણપુર.
રાવસાહેબ પોપટલાલ લલ્લુભાઇ શાહ અમદાવાદ.

રા. પુન્નભાઇ ઠાકરશી ખેડા.
રા. ચીમનલાલ બાલાભાઈ ખેડા.
રા. સોમાભાઇ સુરચંદ ખેડા.
રા. મોતીલાલ મંછાચંદ પારેખ મુંબઈ.
રા. હીરાલાલ કાળીદાશ શાહ વજીરીઆ.
રા. માણેકલાલ પ્રેમચંદ શાહ કપડવંજ.
રા. ચંદુલાલ ડાહ્યાભાઇ શાહ ખેડા.
રા. છોટાલાલ ત્રીભોવનદાસ જીનર.
રા. ભાઇલાલ મોતીલાલ શાહ.
રા. વીરચંદ લવચંદ દોશી ગોધરા.
રા. મણીલાલ મગનલાલ શાહ અમદાવાદ.

## દેશીરાજ્યના અમલદારો.

સુખલાલ કેવળદાસ શાહ. ગીરના વહીવટદાર ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ ઠે. તાલાલા થઇને જુનાગઢ સ્ટેટ.
સંઘવી ડાહ્યાભાઈ ખેતસી રેવન્યુ કમીશનર રાજકોટ.
દોશી ડાહ્યાભાઇ બેચરદાસ પ્રાઇવેટ સેક્રેટરી ઠાકોર સાહેબ રાજકોટ.
ડોકટર વલ્લભદાસ નેણશી મ્હેતા એલ. એમ. એન્ડ એસ ચીફમેડીકલ ઓફીસર મોરબી.
રા. રા. જેઠાલાલ દલીચંદ સંઘવી બી. એ. એલ. બી. જ્યુડિશ્યલ આસિસ્ટંટ મોરબી.
રા. રા. મનસુખલાલ કિરતચંદ મ્હેતા સ્ટેટ એકાઉન્ટસ્ ઓફિસર મોરબી.
રા. રા. દુર્લભજી રાયચંદ મ્હેતા હુજુર શિરસ્તેદાર મોરબી.
રા. રા. પ્રાણજીવન રાજપાળ મ્હેતા ટ્રેઝરી ઓફિસર મોરબી.
રા. રા. ધારશી કુશળચંદ સંઘવી ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ.
રા. રા. નેણશી કલ્યાણજી દફતરદાર લખતર.
રા. રા. કિરતચંદ ચતુર્ભજ રિટાર્યડ પોસ્ટ માસ્તર લખતર.
કોઠારી ચંદુલાલ સૌભાગચંદ બજવણી ઓફીસર પાલણપુર.
કોઠારી અમૃતલાલ હેમરાજ શહેરમંડી કામદાર પાલણપુર.
મ્હેતા સુખમલ હેમરાજ સ્ટેશનમંડી કામદાર પાલણપુર.
કોઠારી જીવરાજ વહાલુભાઇ પાંથવાડા તહેસીલદાર પાલણપુર.
કોઠારી મોહનલાલ રાજકરણ ચીત્રોડા તહેસીલદાર પાલણપુર.
રા. રા. ભુદરદાસ વકીલ. માજીસ્ટ્રેટ–રાધનપુર.

## દેશી ગુજરાતી વકીલો.

| | |
|---|---|
| શેઠ કકલભાઈ લવજીભાઇ | પાલણપુર. |
| મ્હેતા મંછાલાલ હેમરાજ | ,, |

શાહ મગનલાલ છગનલાલ — પાલણપુર.
શાહ હાથીભાઇ માણેકચંદ — ,,
શાહ કમરસીંગ ઉમેદચંદ — ,,
શાહ ડોસાજી રામચંદ — ,,
શાહ રતનચંદ રામચંદ — ,,

## દેશી વૈદ

સરૈયા ગોપીચંદ જીવરાજ પાલણપુર.

# ધંધાદારીઓ.

## અફીણના વેપારી.

શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા અફીણ અને સરાફી મુંબઇ.
શેઠ ગણેશમલ શોભાગમલ અફીણ અને સરાફી મુંબઇ.

## અફીણના ઈજારદાર.

શા. આરાભાઇ મોતીલાલ — રાજકોટ.
શા. કાળીદાસ મેઘજી — રાણપુર.

## અત્તર તેલના વેપારી.

શા. જેશીંગલાલ, ધી સયાજી ઇન્ડસ્ટ્રીયલ કું. મુંબઇ ૩.
શા. ઝવેરચંદ દેવકરણ — કોચીન.
શા. કસ્તુરચંદ વીરજી — વીરમગામ.

## એકાઉન્ટન્ટ.

રા. હીરાચંદ લીલાધર ઝવેરી મુંબઇ.
રા. નગીનદાસ અમુલખરાય આડતીઆ મુંબઇ.
રા. માણેકલાલ અમુલખરાય મ્હેતા (ઓડીટર) મુંબઇ.
રા. લક્ષ્મીચંદ સવજી દોશી મુંબઇ.
રા. ચીમનલાલ જી. શાહ મુંબઇ.
રા. કેવળદાસ મનસુખરામ અમદાવાદ (એસ્ટેટ દલાલ).
રા. અમૃતલાલ મુળચંદ મ્હેતા સ્પીનીંગ માસ્તર (અમદાવાદ).
રા. ચીમનલાલ પાનાચંદ વીવીંગ માસ્તર મુંબઇ.
રા. જસવંતરાય જૈની દીલ્હી.
રા. હીરાલાલ રતનચંદ ગાંધી, પેથાપુર.

## કમીશન વાળાઓ (લંડન અને પારીસ ખાતે).

શેઠ અનોપચંદ મેલાપચંદ શાહ પારીસ.
શેઠ સુરચંદ નગીનદાસ મ્હેતા પારીસ.
શેઠ ગુલાબચંદ અવીચળદાસ ભાવસાર પારીસ.
શેઠ દીપચંદ માણેકચંદ ઝવેરી લંડન.
શેઠ અંબાલાલ સારાભાઇ અમદાવાદ.
મેસર્સ ઝવેરી એન્ડ કુંપની અમદાવાદ.
શેઠ ભોલાભાઇ નાનાભાઈ ઝવેરી અમદાવાદ.
શેઠ રૂપચંદ રંગીલદાસ મુંબઇ.

## એકસપોરટર્સ એન્ડ ઇમ્પોરટર્સ.

મેસર્સ આર. કે. મોતીચંદ એન્ડ કું૰
શેઠ અંબાલાલ સારાભાઇ.

## કરીઆણાના વેપારી

### મુંબઈ.

શા. રતનજી જીવણદાસ.
શા. અંબાલાલ મોહનલાલ.
શા. દેવકરણ ઝવેરચંદ.
શેઠ. ખીઅરસી લધાભાઈ.
શા. છોટાલાલ વાડીલાલ.
શા. હરખચંદ શીવજી.
શા. ફતેચંદ ખીમચંદ.
શા. ખીમજી હંસરાજ.
શા. ગાંડાભાઇ દેવશી.
શા. રતનજી જેચંદ.
શા. ઝવેરચંદ રામજી.

### એડન કેમ્પ.

શા. અમીલાલ હરીદાસ.
શા. કાળીદાસ ભાવજી.
શા. માણેકચંદ દેવચંદ.

### કોચીન.

શેઠ. ધનજી લીલાધર.
શેઠ. વેલજી શીવજી.
શેઠ. અમરચંદ કાનજી.
શેઠ. લક્ષ્મીચંદ નથુ.

### મુંબઇ.

શા. ટોકરશી કાનજી.
શા. હરખચંદ ડુંગરશી.
શા. કુંવરજી ઉમરશી.
શા. દેવશી પાસુભાઈ.
શા. શામજી હંસરાજ.
શા. દેવજી કુંવરજી.
શા. નેણસી દેવસી.
શા. રતનશી આશારીયા.
શેઠ. વાડીલાલ પરશોતમ.
શા. ચુનીલાલ સાંકળચંદ.

### કપડવંજ.

દોશી શંકરલાલ વીરચંદ.
પરી બાલાભાઇ દેવચંદ.

### લીંબડી.

શા. જીવરાજ ખીમચંદ.

